ધનામે ખુદા.

# જલતું જીગર.

નાટક—ત્રણ અ

રચીને જોડનાર—

રતનજી ફરામજી શેઠનાં.

જ્ઞાનચક્ર અને ગુજરાતી સાઇક્લોપિડીઆનાં ૯ વોલ્યુમ, પાકદામન પરીન
રમતાપંચી, ફીયાની લોડી, દીનદાર દીના, હોમલુ હેમલેટ, ખુદાપર
સબર, ખુશરો-શીરીન, ગુલખુશરો, યારબાજ, રંગમાં ભંગ,
રોશન ચેરાગ વગેરે નાટકો, અને આઇને અકબરી, લોર્ડ
બેકનના નિબંધ, જેપાન જેપાનીજ, સંજ્ઞાદર્શક કોષ,
પોશાકની ફેશીન વગેરેના કર્તા.



કીંમત આના ૮.

# રૂસી વાણી.



૧૨૦૦ દોહરાનું નસીહત આમેજ પુસ્તક.



કર્તા—રૂસી જમશેદજી ભેસાન્યા.

---

નીચલા નામાંકીત નર-નારીઓએ અને જાહેર છાપાઓએ વખાણ્યું છે, તમેબી વાંચશો તો જરૂર વખાણશો.

ડૉ૦ સર જીવનજી જ. મોદી, દીવાન બહાદુર કૃષ્ણલાલ ઝવેરી, ત્રીંબક રાય દેસાઇ, સો. મા. દેસાઇ. જાંગીરજી ખ. વીકાજી (ત્રાજુક) શાપુરજી હોડીવાલા. ફીરોઝશાહ રૂ. મહેતા. ડોસાભાઇ લંગડાના (રફીક) જાંગીર મા. દેસાઇ. પાલનજી બ. દેસાઇ, જાંગીરજી સંજાના, બાઇ જીની પેમાસ્તર, સુના ધરાની, મીસીસી મહેરબાનુ એડનવાલા, હીરાંબાઇ દારૂવાલા, મહેરબાનુ ભોટ.

ઉપરાંત જામે જમશેદ, સાંજ વર્તમાન, મુંબઇ સમાચાર, કયસરે હીંદ, સત્ય મિત્ર, ગ્રાફીક, નવરાસ, નવરંગ, સાહિત્ય, ફુરસદ, વગેરે, વગેરે.

**કીંમત માત્ર રૂ, બે.**

તુરત મંગાવો—

## "ગોળવાલા કલાસો."

બુંબાખાના સામે—કોટ, મુંબઇ.

બનામે ખુદા.

# જલતું જીગર.

## નાટક—ત્રણ અંકી.

રચીને જોડનાર:—
રતનજી ફરામજી શેઠનાં.



જ્ઞાનચક્ર અને ગુજરાતી સાઇક્લોપિડીયાનાં ૯ વોલ્યુમ, પાકજાદ પરીન રમતાપંચી, કીયાની લોહી, દીનદાર દીના, હોમલુ હેમલેટ, ખુદાપર સબર, ખુશરો-શીરીન, ગુલખુશરો, યારબાજ, રંગમાં ભંગ, રોશન ચેરાગ વગેરે નાટકો, અને આઇને અકબરી, લોર્ડ બેકનના નિબંધ, જેપાન જેપાનીજ, સંજ્ઞાદર્શક કોષ, પોશાકની ફેશીન વગેરેના કર્તા.



કીંમત આના ૮.

# રતનજી ફરામજી શેઠનાનાં રચેલા પુસ્તકો.

## વિદ્યા હુન્નર તથા તવારીખ.

જ્ઞાનચક્ર પુસ્તક ૧ લું.
જ્ઞાનચક્ર પુસ્તક ૨ જું.
જ્ઞાનચક્ર પુસ્તક ૩ જું.
જ્ઞાનચક્ર પુસ્તક ૪ થું.
જ્ઞાનચક્ર પુસ્તક ૫ મું.
જ્ઞાનચક્ર પુસ્તક ૬ ઠું.
જ્ઞાનચક્ર પુસ્તક ૭ મું.
જ્ઞાનચક્ર પુસ્તક ૮ મું.
જ્ઞાનચક્ર પુસ્તક ૯ મું.
જેપાન અને જેપાનીજ.
ફોટોગ્રાફી.
કાચકામનો હુન્નર.
સંજ્ઞા દર્શક કોષ.
મેસ્મેરીઝમ.
સામાન્ય હુન્નરજ્ઞાન.
આઇને અકબરી.
લૉર્ડ બેકનના નિબંધો.
પોશાકની ફેશન.
મેરી કોરેલીના નિતિવચનો.

## રતનજી ફરામજી શેઠનાનાં રચેલાં પુસ્તકો.

### નાટક તથા વાર્તાના પુસ્તકો.

જાપાની ભાષા—મરાઠીમાં.

જેપાની શિક્ષક—ગુજરાતીમાં.

ચાઇનીજ ટેલ્સ—વાર્તા.

હકકદારનો હકક—વાર્તા.

સુંદર હેલન—વાર્તા.

પાકજાદ પરીન (નાટક)

દીનદાર દીના (નાટક)

કીયાની લોહી (નાટક)

રમતા પંખી (નાટક)

ખુદાપર સબર (નાટક)

ગુલખુશરો (કીયાની નાટક)

હોમલુહેમલેંટ (નાટક)

રોશન ચેરાગ (નાટક)

સહનશિલ પીરોજન (નાટક)

ખુશરો શિરીન (કીયાની નાટક)

યારબાજ (નાટક)

રંગમાં ભંગ (નાટક)

તુમાખીતોર ઔરત સરજોર (કીયાની નાટક)

# ધી ઍંટરોડ સ્કુલ અને મેટ્રીક કલાસીસ.
## છોકરા છોકરીઓ માટે.
### ન્યુ મીસ્ત્રી બીલ્ડીંગ ફોરાસ રોડ જંકશન.

(૧) સ્કુલની દરેક બાબદને માટે તે બાબદના અનુભવી અને કુશળ શીક્ષકો રોકવામાં આવ્યા છે.

(૨) વીદ્યારથીઓ માટે એક રીડીંગ રૂમ અને લાયબ્રેરીની ગોઠવણ કરવામાં આવી છે.

(૩) લેબોરેતરી ઘટતા ફેરફાર સાથે ઉઘાડવામાં આવી છે.

(૪) છોકરીઓને માટે કટીંગ, સંગીત, ભરતકામ, એમબ્રોયડરી, ફેનસી વર્ક વગેરે માટે કેળવાયલા શીક્ષકોની ગોઠવણ કરી છે.

(૫) નબળા છોકરા છોકરીઓને માટે ફકત ઇંગ્રેજી તથા ગણીત સાથ વેપારી બાબદો લઇ શકે એવો બંદોબસ્ત રાખવામાં આવ્યો છે.

(૬) એ ઉપરાંત રેક્રીએશનરૂમ છોકરા છોકરીઓને બરની રમતનાં સાધનો, ગર્લ, ગાર્ડીંગ, ફીઝીકલ ટ્રેનીંગ એ સઘળું છતાં પણ ફી બહુજ ઓછી રાખવામાં આવી છે. વધુ માટે થોડાક ઇન્સપેકટરસ સાહેબોના રીપોર્ટ નીચે આપવામાં આવ્યા છે.

"This school is better housed than some other schools in that part of the town. The matric class seems to be rather well Taught

Rev. J. Duhr & Mr. R. B. Marzban.

"The Teachers are taking interest in their work and the children are bright and cheerful."

Mr. J. S. Kadri Edu. Inspector.

"It has been a pleasure to me to visit this school. The English is remarkably good and reflects great credit on Miss. Bhagiwalla who teaches in all the lower standards."

Mrs. Stock-bridge. Inspectress of Girls' schools, Bombay.

"This Institution seems to be doing good work. The Manager seems to be anxious that the school maintains its efficiency"

Mr. Khansaheb Guj. Asst. D. E T. Bombay.

રૂ. બ. ભેસાન્યા-પ્રીનસીપલ.

# પ્રસ્તાવના.

લા૦—ર. ફ. શેઠના.

આ મારો નવો ખેલ "જલતું જીગર" મેશર્સ નવલ મોહન અને દીનશાહજી તાતાની કુન્હેભરી કારસાજીથી ચાલતી "ઓરીયેંટ એમેચ્યુઅર્સ" કલબ મારફતે રજુ થાય છે.

સંજોગ માનસને પોતાના વિચાર ફેરવવાની ફરજ પાડે છે, અને તેથી "સમય ચેતે તે ડાહ્યો' કેહેતી મુજબ બિરાદર મોહન તાતાની જોડી આજવેર 'કોમીક' નાટક ભજવવાની તરફેણમાં હતા; પણ તેમને હવે લાગું કે હાસ્ય અને કરૂણારસનો સાથે જમાવટ હોય તેવો ખેલ ભજવવાથી ઓર પોતાની કુશળતા બતાવવાની સારી તક મળશે; તેથી એ બિરાદરોએ મારા જેવાની કલમની મદદ લીધી છે. આજવેર ભાઇ દીનશાહ તાતા "કીંગ ઓફ કોમેડીયન"નું શિલ્ડ જીતી જવામાં નસીબવંતા હતા, તેવણે આય ખેલમાં હવે જુદીજ વલણ એખત્યાર કરી 'ટ્રેજીક સાઇડ' માં ભાગ ભજવનાર છે. તેમાં એવણ પોતાની કુશળ 'એકટીંગ' થી ઘણું અચ્છું તમાશબીનોને બતાવી શકશે એવી મારી ખાતરી છે.

જલતું જીગર' ખેલ ભજવવા માટે જેમ ભાઇઓ નવલ મોહન અને દીનશાહ તાતાએ મદદ કીધી છે, તેમ મારા મિત્ર મી૦ મનચેરશાહ અરદેશર પોંહોચખાનાવાલા જેવા જુના કસાયલા અનુભવીએ મારા ખાસ આગ્રહને લીધે પોતના તન મનથી જે મદદ કીધી છે તે માટે એ ભાઇઓનોબી આભારી છું.

ભાઇ મનચેરશાહ પોંહોચખાનાવાલા વર્ષોથી એમેચ્યુઅર્સમાં ગુરૂ-પદ ભોગવતા હોવાથી, એમની 'ડીરેકટર શીપ' તળેજ આ ખેલ સ્ટેજ થતો હોવાથી તમાશબીનને દરેક ધરખમ ચીજ જોવાની મળશે એ બેતકરાર છે.

ખેલમાં જુદા જુદા પાત્રનું કામ ભજવવા માટે જુના કસાયલા એમેચ્યુર્સની મદદ મને મળેલી હોવાથી ખેલની ફતેહ માટે મને તો શકજ નથી.

નાટક લખવાનો મારો ધંધો નથી, અને તેથી હું ધંધાદારી લેખક તરીકે કશીજ મગરૂરી લેવા ચાહતો નથી. મારા શોખની સેવામાંજ હું મારા મનની મોજ માની જે જે ખેલો લખવાની તક મળીચ

તેને આધિન રહી મે સંખ્યાબંધ ખેલો લખી જાહેરમાં મુકયાછ, તેમાં આ એકનો વધારો કરૂંચ. ભવિષમાં જ્યારેભી તક મળશે ત્યારે હું તદન નવાજ 'પલોટ'ના ખેલો જાહેર તખતાપર રજુ કરવાની મારી કોશિષ ચાલુજ રાખસ.

અત્રે એક ખુલાસો પ્રગટ કરવાની મને તક મળી છે, તેને આધિન થઇ, નજરે નજર જોઇ, અનુભવીયા પછી તે તક હું જવા દેવા ઇચ્છતો નથી.

ઇ. સ. ૧૯૧૪ માં મારો લખેલો ખેલ **ખુદાપર સબર** મ૦ શેઠ ખુરશેદજી બાલીવાલાની વિકટોરીઆ કુંપનીએ મુંબઇમાં ઘણી ફતેહમંદી સાથે પોતાના થીએટરમાં ભજવી બતાવ્યો હતો. આ ખેલ ઉપરથી ૧૯૨૯ માં ધી માંદન થિએટ્રીકલ સીનેમા કુંપનીએ **અકકલમંદ એવકુફ** નામે **ફીલમ** પારસી સંસારનેજ લાગુ પડતી ઉતારી, મુંબઇમાં પપેતી ટાંકણે વેસ્ટ એન્ડ **સીનેમામાં** બતાવી હતી. તેમજ એજ સાહેબોની 'ધી એલફીન્સટન થિએટ્રીકલ કુંપનીએ **વીર બાળક** નામે ઉરદુમાં ખેલ બનાવી ગામેગામ અને મુંબઇમાં ઘણી ફતેહમંદી સાથે ભજવ્યો હતો. આયજ **ખુદાના સબર** ખેલમાં મે એક ફારસ **વેહેમનું બારદાન** નામે આમેજ કીધો હતો, જે ફાર્સ મુંબઇની ચોકસ કલબે ફેરફાર સાથે લખાવી **વેહેમનું બારદાન** નામેજ તદન નવા ખેલ તરીકે ચાલુ સાલના જમશેદી નરોજના 'વીક'માં ત્રણ મરતબે ભજવી બતાવ્યો હતો.

એક સારી વસ્તુની ઉપર મુજબ કદર થએલી મે અનુભવી છે, તેથી આય જલતું જીગર ખેલ તેના ફારસ સાથે સીનેમા લાયક તેમ કોઇબી ભાષામાં 'એડેપટેશન' કરવા લાયક લખાયલો હોવાથી, એનો પણ ગેરઉપયોગ ઉપર મુજબ ભવિષમાં કોઇ નહિ કરે તે માટે મે એના દરેક 'કોપી રાઇટસ' રાખવાની કોશિષ કરી છે.

જલતાં જીગરમાંનાં ગાયનો, મે મારી નાકેશ શકિત મુજબ જોડી બનાવી દાખલ કીધાં છે; ત્યારે 'કોમીક' માંના ભાઇ નવલશા માંદને હોમી હોમાવંદના ગાયનો પોતાની કુશળતાથી જોડી દાખલ કીધાં છે. એ ભાઇ ગાવામાં તેમ ગાયનની જોડનીમાં સારી કુશળતા ધરાવતા હોવાથી મે ગાયનો જોડવામાં એમને ભાગીયા બનાવી સહકાર મેળવ્યો છે; ત્યારે હાલનાં અસાહકારના હિંગામમાં એમનો સહકાર મને મદદરૂપી થઇ પડયો તે માટે એમનો આભારી છું.

૨૯–૮–૧૯૩૦.

# અમારા બે બોલ.



ખુદાની ફઝલો કરમથી આખાં પાંચ વરસની અમારી કારકીરદીમાં બરાબર આ દજનમો નવો ખેલ બહાર પાડવાને શક્તિવાન થયા છીએ, તે માટે પરવરદેગારના આભારી છીએ.

અમારા ઓરીયંટ એમેચ્યુઅર્સના માનવંત પ્રમુખ મી. ફીરોઝશાહ જાં. મરઝબાનના લખેલા મેડમ ટીચકું, અફલાતુન, માઝનદરાન, મખ્ખ મોહરો વગેરે ખેલો તેમજ અમારા ઉપપ્રમુખ મી. ગુલફામના ધન ધન ધોરી, સુખલો જામાસ, કુવારૂં મંડળ, આંધરે બહેરૂં, વાજતો ઘુંઘરો, ખુબીનું ખેરીઉં, અને મી. કાબ્રાજીનો ગામરેની ગોરી, ડૉ. જહાંગીર વાડયાનો ઘોટાળામાં ગોસ જેવી પેરેડી વગેરે ખેલો ફત્તેહમંદી સાથે બહાર પાડી તમાશબીન ડીયર–તમારી શાબાશી મેળવવાને ભાગ્યશાળી થયા છીએ એ દાદારનો આભાર.

આ પતેતી ટાંકણે, અમારા માનવંતા પ્રેસીડંટ મી. પીજામ એક ઘણાજ રોકાણવાળા ગૃહસ્થ છે, ને તેઓ અનેક રોકાણોમાં હોવાથી તેવણને તસ્દીર આપી શકાઇ નહિ. તેમજ અમારા વાઇસ પ્રેસીડંટ મી. ગુલફામ દજનેક ખેલો લખી બહુજ થાકી ગયલા પોતે જણા-વ્યાથી કોઇ બીજા લેખકનો લેખ તૈયાર કરવાનો કીડો ચવડી આવ્યો. હમણાં નાટક લખનારાઓ ઉભાઇ જાય છે. દર વરસે અમારી પર અર્ધો દજનથી દજન ખેલો નવા લખનારા વાંચવા મોકલી આપી ભજવવાનું માથું ખાય છે. ને પારસીઓમાં ફત્તેહમંદ નાટક નવેશો છેલ્લી આંગ-ળીના કાપાપર ગણાય એટલાજ છે. જેમાં એક મી. રતનજી ફ. શેઠના હોવાથી એ ભાઇને અરજ કીધી. ને એ ભલા ગૃહસ્થે એક અરધીનાબી સ્વાર્થ વગર આ "જલતું જીગર" ખેલ અમને આપ્યો છે તે માટે મી. શેઠનાનો ખરા જીગરથી આભાર માન્યે છીએ.

બીજો આભાર અમારે મી. મનચેરશાહ અરદેશર પહોંચખાના-વાળાનો માનવાનો છે. મી. મંચરશાહે એક બાહોશ ડાયરેકટર તરીકે નામ કાઢયું છે, અને આ ખેલમાં અમારા આગ્રહથી મદદગાર થઇ પડી, સુધારા વધારા કરવામાં મદદરૂપ થઇ 'ડાએરેકટરશીપ' બાહોશીથી બજાવી, અમુને પોતાના અનુભવનો જે લાભ આપ્યો છે તે માટે એ ભાઇના અમે આભારી છિએ.

ગાયનની બાબતમાં અમારા મ્યુઝીશયન ભાઇ રતનશાહ નીકલસન મી. મીનુ ઉડવાડયા તેમજ ભાઇ લલ્લુભાઇ સામલદાસ, મી. હોમી પી. રતનાગર વગેરેએ અમને કીમતી મદદ આપી છે તે માટે એ ગ્રહસ્થોના આભારી છીએ.

દરેક વખતે ઠીએટરની સગવડતા કરી આપવામાં અમારા ભલા મીત્ર શેઠ દાદીબા અપુએ અમારી ઉપર કીમતી મહેરબાની બતાવી છે; તેમજ સીનેરીને સ્ટેજની સામગ્રી વગેરે માટે લક્ષ્મી પ્રતાપ નાટક મંડળીના માલેકે સગવડ કરી આપી છે તે માટે અમે એઓના ખરેખરા આભારી છીએ.

આ ચોપડીમાં જે સુંદર ફોટોઝ છે તે તે મી. ખરશેદજી બાટલી-વાલા. મી. ડી. પી. હોરમસજી ફોટોગ્રાફર અને મી. એરચ અડાજન્યાની મહેનતનું પરિણામ છે. તેમાં કટ ફોટોજ બનાવવામાં મી. એરચ અડાજન્યા એકસપર્ટ છે.

અને અમારા બાહોશ એમેચ્યુઅરો જેઓ પુર ઉલટથી રીહરસલમાં હાજરી આપી સ્ટેજ પર ઉમંગ ને બાહોશીથી કેરેકટર ભજવી અમને જસ અને શોભા આપતા રહ્યા છે, તે માટે તેઓનો આભાર નહિ માન્યે તો નગુણા ગણાઇએ.

છેલ્લે, તમાશબીન ડીયર—અમે તમારો ખરા જીગરથી આભાર માન્યે છીએ. તમારાં ઉતેજનથીજ અમારી ઉલટ ટકી રહી છે. અને ભવિષ્યમાં પણ તમારૂં ઉતેજન ચાલુ રહેશે તો તમને સંતોષવા અમે તન મન ધનથી મહેનત લઇશું.

લી૦ **દીનશાહ તાતા**
**નવલ માદન.**



## વધારા—સુધારાના ગાયનો.

### ગાયન

(૨૮–પાનેના ગાયનમાંની છેલ્લી બે લીટી રહી ગએલી નીચે આપી છે)

**હામી**—મેહેનત ઘણી કરૂં, કામ સફળ નહિ થાય
રાંધેલી ખીચડી મારી, કોઇ પારકો ખાઇ જાય.

——:o:——

૬૫ મે પાને ગવાતું ગાયન.

### ગાયન.

**ભીખો**—હા–દારૂ જેનું નામ–બસ પીઓ એકજ જામ
થશો ચાલાક હોશો જો તમે ગધ્ધા બેલગામ
બનશો હોશિયાર, હોશો તમે બેફામ
હા–ભલા કહેવાશો–છાંટો પીસો પાસો
અમથા અકરી, ટીચકું ચઢાવી, ના ખાલી કાંસો
સમજુ હોવ તો બેધરક બા ટાંસો
જે નર દારૂ નહિ પીએ, તે મરદ નહિ પણ ખર
માણસને બદલે તે ગણાય ધોબીનો પથર

(કોરસ)

દારૂ પીઓ મારા લાલ–ટાંસો ચીકાર બેમીસાલ
જશે જંજાળ–દવા મીસાલ, દારૂ છે હવાં હલાલ
પીકેટીંગ થશે હાલહવાલ—ના ચાલતા તેઓની ચાલ
તબીયત સંભાળ–હશે ફીકકા ગાલ–થશો તમે લાલમલાલ.

——:o:——

૧૨૧–મે પાને ઉમેરેલું—ગાયન.

**ભીખો**—છુપાએલાં માન પાનથી, જેલ મેહેલમાં ચાલ્યાં
જંજીરે જકડી ચાલ્યાં
**અલ્લાવલ્લી**—તુજ ભરોસે અધર લટકાયાં, ધૂળ–કિરતી પામ્યાં
જંજીરે જકડી ચાલ્યાં.
**ભીખો**—શરમા શરમી શાને કાજે, હવા ફેરને ચાલ્યા.
**નારણ**—ભેંસ તણું, પુછડું પકડીને, દળનું દળવા ચાલ્યાં.
**ભીખો**—ચુપ રહો તમે, દેશ બંધુઓ, કિરતીને ઘર પામ્યાં;
**બન્ને**—ભરોસે ગરદન મારિયા–જંજીરે જકડી ચાલ્યાં

### દોહરા

**ભીખો**—૧–જેલ મેહેલને કિરતી, આજ ગણે નરનાર
ખર્ચ વિનાની મોજને મુફત મળે ઘરબાર.
૨–પાપ કરીને માફ કરો, એ કહેવું આજ હરામ!
ચોર થઇ સરજોર બની, જઇ લેવો જેલ આરામ.
૩–જેલ નિવાસી માનપાનથી, અંહી બધે વખણાય
જેમ પોસ્ટનું વગર સ્ટેમ્પનું, કાગળ રદ ગણાય!

# નાટકના પાત્રો.



૧ સર સોહરાબશાહ ચીનાઇ—તાલેવંત મોટી ઉમરના ગ્રહસ્થ.

૨ લેડી રેશન—સર સોહરાબની બાનુ.

૩ બેજન બામ—એક જુવાનીયો.

૪ ડૉ૦ જીજીભા શ્રોફ—ભલો ડૉકટર.

૫ ભીખો ભગત—સર સોરાબશાહના મકાનમાં ગોઠવાઇ ગયેલો ઉઠાઉગીર.

૬ સુના—ભીખાની સાથે છુપી રીતે પરણેલી.

૭ હોમી હોમાવંદ—એક ચપરખંદો જુવાનીયો. મેહેરૂનો ઉમેદવાર.

૮ ફરેદુન ટીટીના—એક ચકરમ જુવાનીયો.

૯ બચાંમાય—ડૉ૦ જીજીભાઇની બેહેન.

૧૦ મેહેરૂ—ડૉ૦ જીજીભાઇની દીકરી.

૧૧ હીરાજી—સર સોરાબશાહના ઘેરનો કારભારી.

૧૨ માકો—ફરેદુન ટીટીનાનો માણસ.

૧૩ નારણ } ભીખાના ઉઠાઉગીર દોસ્તો.
૧૪ અલ્લાવલી }

૧૫ પીટર—રિફ્રેશમેંટમાંનો બટલર, વેટર વગેરે.

૧૬ રામલો—ડૉ૦ જીજીભાઇનો નોકર.

## તે ઉપરાંત.

પરોણા, બોય, બટલરો, પારસી ગ્રહસ્થ, સીપાઇઓ, કોન્સટેબલ, વગેરે.

બનામે ખુદા.

રચનાર—રતનજી ફરામજી શેઠનાં.

# જલતું જીગર.

## નાટક—ત્રણ અંકી.

### અંક ૧ લો—પ્રવેશ ૧ લો.

સ્થળ—પુના—સર સોરાબશાહના મેહેલનું દીવાનખાનું.

[સહવારનું ઝઝકળું થતું દેખાતું. ધીમેધીમે સૂરજની રોશની બારી વાટે પ્રવેશ કરે છે, સુનાં ઘરસંસારી કામકાજમાં રોકાયલી જણાય છે.]

ગાયન.

નમન કરૂં રબ તુજ ચરણે,
સુખ કર હમને છઉં તૂજ શરણે,
કરના નિરાશ રબ, તું હમને—નમન.
ઘડીપલ ભજીએ, સુખકર હમને
જીગરને ધરીએ, તુજને ચરણે
આ............ (હું) રબ શરણે—નમન.

સુના—આખી રાત ધડક ધુજારામાં પુરી થઇ; પણ હજી સુધી દિલનો ધભરાટ નરમ પડયો નથી. મારા ધણીને સદાનો ગુમ થએલો હું ધારતી હતી, પણ ગેઇ રાતે હું બારી આગળ ઉભી હતી, ત્યારે એકાએક બારી નીચે મારી નજર સામે આવીને ઉભો રહેલો મેં તેને જોયો; ત્યારથી મારા હાડેહાડ ધુઃજવા માંડયાંચ. મેં ઘણાજ કાલાવાલા કરી ઇસારતથી ચાલી જવા કહ્યું, ત્યારે હસીને કેહેતો ગીયો કે "હમના તો હું જાઉંચ, પણ સહવારે

તું મને પાછો આવેલો જોશ." જો એ અહીં આવશે તો મારી છુપી રહેલી આબરૂની ધુળધાની થશે. કેમજે મારાં શેઠ બાપ તો મને કુમારીજ સમજે છે. મારાં માબાપની ઉપરવારી થઇને એની સાથે હું પરણી, પછીજ માલમ પડયું કે એ મુવો તો સાધુનાં સાલ્લામાં શયતાન હતો! ગામનો ઉઠાવગીર બદમાશ હતો. છેલ્લાં પાંચ છ વરસથી એ મુવાને ગુમ થયેલો સમજી છુટકારાનો દમ ભરતી હતી; પણ હવે એ આવશે તો હું શું કરશ? એ મારો ધણી છે એવું જો જાહેર થશે તો મારૂં તો મોતજ થશે! ઓ ખુદા તું મને બચાવ, ને કોઇ નેક રાહ બતાવ!

[બહારથી સીપટીનો અવાજ આવે છે, સુના ચોંકે છે, આરતેથી બારી ઉઘાડી ભીખો દાખલ થાય છે. સુના ભીખા ભગતને જોઇને ખુણાંમાં ભરાઇ ઉભી રહે છે.]

[ભીખો ધામે પગલે અંદરથી ગાતો, સુનાને શોધતો આવે છે, પણ સુના બીહીકથી છુપાઇ તેને જોય છે.]

**ભીખો**—કોઇ મુવું જીવતું આય ઘેરમાં છે કે નહિ? કાલે રાતનાં અહીંથી પસાર થતાં મારી સુનાને કહેલું કે હું સહવારે આવસ, તે કહાં છે? મારા જેવા ઇજ્જત આબરૂદાર અને જેલ જાત્રાની સેહેલગાહ કરી આવેલા, સરકારના મેંહમાનદાર જેવા ગ્રહસ્થને આવકાર આપવા રાન દદાએ કશો બંદોબસ્ત કીધો નથી. હું તો ધારતો હતો કે લાંબા વરસો પછી મારી સુના મને જોઇ ખુશી થશે, અને મને આંગણામાંથી વધાવી લેવા આખું મીઠું લઇને ઉભી રહેશે; તે તો કંઇજ મળે નહિ. પણ તેને બદલે આવતાંને વાર દરવાજામાં દાખલ થતાં માલીના હાથમાં ઝાડુ સાથના દર્શન કીધાં! એબી નસીબની વાત છે. (સુના ખુણામાંથી બહાર આવતાં તેની પર નજર પડતાં) હલ્લો? મારી સુના? મારી રિયોરીટા? હું તુંને જોઇને ઘણોજ ખુશી છઉં. બંદા જેવા ખંદા જવાનજોત, દુનિયાના એકાંત છેડાથી, જ્યારે છુટ્ટા બિલ્લુ બની તુને મળવા આયાચ, ત્યારે તું એમ દુર સાંની ઉભી રહીચ? અહીં આવ, મારી નજદીક આવ.

**સુના**—ભીખા? ઓ ભીખાજી, તું પોતાને સંભાળ, નહિ તો ફસી જશે.

**ભીખો**—હું મારી સંભાળ લેતો આઓચ ને લેવશ. કુદરતનો ૧ લો કાયદો એજ છે કે દરેકે પોતે પોતાની સંભાળ લેવી. મારૂં ગળું સુકકુંટસ થયુંચ. જરાક મોવડું સોજ્જામાંનું લાવ, તે ચાહેને જગે ચલાવી લેવશ. પાંઉ માખણને બદલે કટલેસ, કબાબ, સોજ્જી બોટી ગનીમત ગણસ. જેલીની જરાબી જરૂરત નથી; કેમકે ધાન સાક હોશે તો નાસ્તોજ કરશું, પણ જોજે દારૂ વગર સઘળું ફિકકૂ ફચ્ચ, સમજી?

**સુના**—અરે પણ સહવારના પોહોરમાં દારૂ તે કયાંથી લાઉં? જો બાખા કેથે છુપાઇ ભરાઇ રેહેની તો? નહિ તો જલ્દી નહાસી જઇ કેથે ભરાઇ બેસ.

**ભીખો**—(પટાવતાં) જો સુના તુને મારી કરૂં, કબાટખાનાને કળકુંચી લગાડ ને એકુ બાટલી તફડાવી મને લાવી આપ. તારાં બાઇ બાવરાંને હું જવાબ આપનાર હપતો ખપતો છ ફુટનો માટીડો હાજર છેઉંની?

**સુના**—તે નહીં બનશે.

**ભીખો**—(કોચપર પલાંઠો મારી બેસતાં) તારા ધણી જેવો ધણી જેલખાનાની જાત્રાથી પાછો આવે, ને તેને દારૂના એક ઘોટ માટે પણ ટવલાવે? એબી નસીબની વાત છે. લુચ્છી સિપલી! તારા જેવી ભુખરી બારસ બૈરીનો માટી થવા માટે પણ હું હવે પોતે શરમાઉંચ.

**સુના**—ભીખા તું જેલમાંથી પાછો કાંય આયો?

**ભીખો**—(ખભરી ઉઠી) એ કેવો સવાલ? સરકારેતો પોતાના કુશાદે બાંધેલા જેલ મહેલમાં, પાંચ પાંચ વરસ થયાં પરોણા તરીકે રાખી મને તદન આળસુ બનાવી મુકયો તો. તેથી મન થયું કે ચાલ જરા 'ચેન્જ'પર જાઉં, ને હવા ફેરફાર કરૂં; તેથી છૂટીસ થઇ અહીં આવી વ્હાલી મ્હેરદારને મળવા આયો, એબી નસીબની વાત છે.

**સુના**—કેવું ખરાબ લાગશે? કોઇ જાણુશે કે તું જેલથી આયોચ તો મારૂં તો શરમને માર્યું મોતજ થશે.

**ભીખો**—એમાં શરમ શાની? ને શરમાવવાનું છેજ શું? હવે તો મોટાં મોટાં માનસમાં ખપવા થકી ભલભલા ભણેલા જેલને મહેલ

ગણી ત્યાં જઇ રેહેચ; અને જ્યારે છુટી આવેચ ત્યારે ગજરા તોરા પેહેરી નામચીનમાં ગણાયચ. એબી નસીબની વાત છે. મારી પરોણાગત છેલ્લાં પાંચ વરસમાં સરકારે કીધી ત્યારે એવા એવા દેશભગતો સાથે મને ઘણીજ દોસ્તી થઇચ. હવે હું પણ મ્હોટા માનસ તરીકે પુજાવશ સમજી? એબીતો નસીબની વાત છે. ચાલ હવે વેકીજા. ટક ટક ના કર. જલ્દી જઇ દારૂ અને કંઇ ખાવાનું લઇ આવ.

સુના—(જતાં જતાં) બાપુજી તેમજ શેઠ બહાર ફરવા હરવા ગીયાંચ તે આગમજ તું જલ્દી ઉકબાચક ખાઇ કેથે ભરાઇ જા, ઓય લેતી આઉંચ.

[સુના અંદર જતાં ભીખો પોતાની અસલીયાત ઉપર જઇ, આસપાસથી કંઇક તફડાવવા ફરે છે.]

ભીખો—બડી મીંઠી મસકલી છે. એનામાં મારા જેવું ખુલ્લું નિખાલસ મીયા દીલ મળે નહિ. (તફડાવવાનો લાગ શોધે છે.) વરસો થયાં દાવ અજમાવવાનો લાગજ મલ્યો નથી, તેથી હાથ તો એવા ચવરેચ કે શું કરૂં? (કબાટખાના તપાસતાં) આય બૈરી થતી સૂજે સલુકે ધિરધાર કરવાની નથી, ત્યારે અત્રેજ હુન્નર અજમાવવમાં શું પાપ છે? (ઘસકોતરી જોઇ) એમાં કંઇ હોવું જોઇએ? (ખીલાથી ઉંધાડતાં) એમાં તો બધું ચિલ્લર સમાન દેખું? (અંદર તપાસે છે) અરે વાહરે વાહ? અંદરતો કેથા રૂપીઆ નોટ પણ સાંતેલાં દેખું? (ગજવામાં સેરવે છે) ચાંદીનો ખુરદો ઠીક છે; એ બંદાને કામ લાગશે. બાકી ત્રાંબાનું ચીલ્લર મારી ચમટીને લાયક નહિ ગણાય. બચ્ચા ભીખા એબી નસીબની વાત છે. હવે આપુને ગ્રહસ્થ બનવું પડશે. (સુના દારૂ તથા બીસ્કીટ કેક વગેરે લાવે છે.) હવે ડાહી કણા-ગરી બૈરી ખરી. આપુનેતો એવીજ નમાની બૈરી ગમે જો. ચાલ (દબૂસા મારતાં) સુના, હવે જણાવ, છેલ્લાં પાંચ વરસમાં શું શું બનાવ બન્યાચ તે? (પીતાં) એ તારા બુઢા ફરેદુનજી શેઠ જેવાને તેવા તાતા માતાજ રહ્યાચની?

સુના—તેવણુ તો બીચારા હાદેસામાં આવી પડી મરી ગીયા, ને આ-બરૂમાં ઢંકાઇ ગયા.

ભીખો—(અજબ થઇ ઉઠતાં) એટલે? ત્યારે આય શું ફ્રેદુનજી શેઠનું ઘેર નથી? આવું આય આલિશાન મકાન આગલી જાહોજલાલી સાથનું ત્યારે કોણનું છે? તારાં બાઇ રોશન કહાં છે?

સુના—ભીખા તું તુરંગમાં ગીયા પછી મારાં બાઇ રોશન, સર સોહ-રાબશાહ ચીનાઇ સાથે પરણી ગીયાં.

ભીખો—પેલા બુઢા બૂબી જેવા સોહરાબશાહ સાથે પરણી ગઇ? અને તે બુઢો આય મકાન પણ પચાવી બેઠો કે? એબી નસીબની વાત છે. પણ એ બુઢાને હાથે કેમ જઇ પડી?

સુના—મારા બેહેસ્તી શેઠ ફ્રેદુનજી, સર સોહરાબશાહની કરજદારીમાં બાલેબાલ ડુબેલા હતા. પોતાના બાપને કરજદારીની નામોશી-માંથી બચાવી લેવા થકા બાઇ રોશન તેમની સાથે પરણ્યાં, અને બાપની તમામ મિલકત બચાવી લીધી. પોતાના વ્હાલા બાપને મરતાં સુધી તેમની માંદગીમાં પુરતી માવજત કરી બાકીની જીંદગી સુખી કીધી. ગરીબ બિચારી રોશન, સદાના સંતાપ અને દુઃખમાં પોતાની જીંદગી આખર કરેચ.

ભીખો—આવા મોટા લખપતિની બૈરી થયા પછી એને હમા સુખ સંપતિ મળીચ, પછી દુઃખી કાંય?

સુના—બળ્યું એ સુખ! રોશન બાઇનું દિલતો, સર સોહરાબશાહને પરણવા આગમજ પેલા બેજનજી બામ ઉપર હતું; પણ માયબાપના સુખ અને આબરૂ ખાતર પોતાનો ભોગ આપી પોતે દુઃખી થયાંચ.

ભીખો—તારાં બાઇ રોશને તો ઠીક જગે દિલ લગાડયું? પણ તું કહેચ કે બીજાને તન વેચી સુખને ગુમાવી દીધું, તે કેવી રીતે?

સુના—ભીખા મેં તુને કહ્યું કે શેઠને પરણવા આગમજ બાઇનું દિલતો મી૦ બેજન બામ નામના જુવાન્યાપર હતું, અને તેનીજ સાથે બાઇનાં લગન થવાનાં હતાં; પણ એ બેજનજી બામ તે વખતે પોતાના ધંધા માટે જંગબાર ચાલી ગીયા, તે દરમિયાન મ્હોટી લઢાઇ ત્યાં શરૂ થઇ; તેમાં તેવણ કેથે માર્યા ગયા કે ગુમ થયા, તે ખુદાને ખબર; પણ એટલું તો સાબેત થયું કે તેવણ સદાના નાબુદ થયા.

**ભીખો**—(અજાયબીથી ઉછળી) મે પણ મારી જીંદગીમાં ગામેગામ રખડી ઘણું જોયું, પણ મુવેલા માણુસનાં ભૂત સાથે મુસાફરી કીધેલી એવું કદી તેં સાંભળીયુંચ?

**સુના**—ભીખા એ તું શું કહેવા માંગેચ?

**ભીખો**—(હસતાં) હા હા હા અરે હું હમણાજ આય એજનજી બામને મળી તુને અહીં મળવા આયો. (કાગળ કાઢી બતાવતાં) એ તેમના હાથનું કાગળ. આય પ્યારનાં પેગામનું કાગળ રોશન બાનુને હાથોહાથ પોંહચાડવાનું છે. બંદાને આય એજન બામ ઠીક બીલ્લુ હાથ લાગુંચ, હવે તારાં બાઇ પણ મારી ચમટીમાં ઠીક ચિચવાશે સમજી? એબી નસીબની વાત છે.

**સુના**—(ધભરતાં) મારા ખોદા! એજનજી બામ જીવતા છે? ભીખા, લાવ લાવ આય કાગળ મને આપ. (લેવા જાય છે તે હાથ ખાંચે છે.)

**ભીખો**—જોની સુના, એમ અધીરી ના થા, હું જેહથી નહાઠો પણ સારે નસીબે આય એજનજી બામને મળી ગયો. ગરીબ જરથોસ્તી તરીકે મેં મદદ માંગી; ભલા પારસી તરીકે તેણે મને મદદ કીધી, રખડાતમાંથી બચાવ્યો, અને અહીં સુધી સહીસલામત સાથે લાવી કામ સોંપ્યુંચ, સમજી? એબી નસીબની વાત છે.

**સુના**—પણ તુંને કેમ ખબર કે બાઇ રોશન અને હું અહીંજ રહીએચ?

**ભીખો**—હું કાંય નહિ જાણું? રોશનબાઇ પોતાના બાપીકા ઘેરમાંજ મળવાની, ને તું પણ તહાંજ મળવાની એની મને ખબર હતીજ. મેજ એજનજી શેઠને કહેલું કે, રોશનબાઇને ત્યાં મારી માસીની દીકરી સુના નોકરીએ છે, તેથી હું બરાબર એજ ઠેકાણે આયો; ત્યારે તુંતો કેહેચ કે રોશનબાઇ અને તેની બાપની મિલ્કત આય બુઢો સોહરાબશાહ ધરાવેચ?

**સુના**—ભીખા, તું આય કાગળ બાઇને નહિજ આપે તો ઘણું સારૂં, લાવ એ મને આપ.

(સુના ભીખાના હાથમાંથી કાગળ ઝુંટાવી લે છે. બહારથી હોકમ આપતાં હોય તેમ રોશન બાનુનો અવાજ આવે છે, સુના ગભરાય છે.)

**સુના**—ભીખા, હવે કેમ કરીએ? બાઇજી અંદરજ આવી રહયાંચ.

**ભીખો**—તું નાડર, તું મને તારા માટી તરીકે ના ઓળખાવતી; આગળ શું કરવું એ મારૂં કામ છે.

(રોશન દાખલ થાય છે.)

**સુના**—બાઇજી આજે તમે ઘણાંજ જલદી પાછાં ફર્યાં?

**રોશન**—હા સુના, આજે મારી તબીયત 'ડલ' લાગવાથી જલ્દીજ પાછી ફરી, મને તરસ લાગીચ, જા થોડું 'કોલ્ડ મિલ્ક' લાવી આપ.

**સુના**—(ગુચવાતાં) વારૂં બાઇજી.

**રોશન**—(ભીખાને જોઇ) પણ સુના તું કંઇ એખલી નથી, એ આય કોણ છે?

**સુના**—એવણ; એવણ માહરાઃ—

**ભીખો**—(નમીને સામે આવતાં) બાઇજી હું સુનાની માસીનો દીકરો થાઉં. મારૂં નામ દોરાબ ગંદેવીઓ (સુનાને ઇસારત કરી ચુપ રેહવા સુચવે છે) બાઇજી વખત બુરો આયોચ, તેથી સુનાએ મને કોઇ નોકરી ચાકરી મેળવી આપવા છેક ગંદેવીથી અહીં તેડાવ્યો. શું કેહું બાઇજી એબી નસીબની વાત છે.

**સુના**—(બાજુમાં આવી) હવે મુંગો ગગરની.

**રોશન**—અગાઉ તું કહાં નોકરીએ હતો, તેની કાંઇ સરટીફીકેટ તારી પાસે છે કે?

**ભીખો**—(સ્વગત) અરરર હવે શું કેકું? (મોટે) હાજી. અગાઉ કે, હં હં હા. અગાઉ કેની તે મુંબઇના મોટા મોટા મેજીસ્ટ્રેટ સાહેબની ભલામણથી ઘણાં વરસો સુધી સરકારી નોકરીમાં રહેલો હતો. સરકારી છાપ સાથનું ભલાણપત્ર પણ નોકરી છોડતી વખતે મને મળેલું છે, જે હું ગંદેવી ભૂલી ગયોચ. એબી નસીબની વાત છે. બાઇજીને તે જોવાની જરૂરત હોય તો જઇને લઇ આઉં? એમતો મને ઘણા મેજીસ્ટ્રેટો ઓળખેચ, તે લોકને મારે વાસ્તે પુછશો તો બાઇજીની ખાતરી થઇ જશે.

**રોશન**—જ્યારે તું સુનાનો સગો થાયચ, ત્યારે મને કોઇને પુછવાની કે તારી સરટીફીકેટ જોવાની જરૂર નથી. તારા થકી હું કોઇ ગોઠવણ કરાવશ. તુને મારા કારભારીને કહી રોજીએ લગાડશ.

**ભીખો**—(નમીને) બાઇજી તમે કેટલા સખી દિલના ને ભલાં છેવ? ખુદા તમને ઘણું સુખ આપે (બાજુએ) જો સુના બાઇજીએ મારી ઉપર મહેરબાની કીધી એબી નસીબની વાત છે.

**સુના**—(બાજુમાં ચમટો તોડતાં) હવે ગુપચુપ ચાલની, નહિ તો તારૂં નસીબ અવળું નિકળી જશે.

(ભીખાને પાંખડી પકડી અંદર લઇ જાય છે. જતાં જતાં ભીખાનું લાવેલું કાગળ સુનાના હાથમાંથી સરી પડે છે, તે પર બન્નેનું ધ્યાન નથી. બહાર વાદળાં ઘેરાય છે, ને તુફાન થઇ બારી બારણા અફળાઇ જાય છે.)

**રોશન**—આજનો દિવસ ધુમસથી કેટલો બધો 'ડલ'ને ઉદાસ જણાયચ? વાદળાં ઉપર વાદળાં ચઢી આવી સવારને પણ સાંજ જેવી બનાવી મુકેચ? (વિચારવંતા દિલે) અફસોસ! તેવીજ રીતે રોશન, તેં તારી જુવાનીને પણ ભરજોબનમાં કચડી નાખીચ. એજનની જુની યાદ આવા બાદશાહી જાહોજલાલીમાં પણ દુ:ખી કીધા વિના છોડથી નથી! જીંદગીનું સુખ કરમાઇ જઇને આય જીગરને સદા જલતું બનાવી મુકયુંચ.

જીગરમાં એક હતી ઉમિદ! જુવાનીમાં કબર તે થઇ,
જીગર તન મન જ્યાં લાગું, તહાં કરમાઇ કબર તે થઇ.
જીગરમાં એકને ચાહયો, ખુદાએ તેને કરમાવ્યો,
ફરજને કાજ બીજાની થઇ; ગુમાવી પ્યારને કરમાવ્યો.

**રોશન**— ગાયન.

દિલની દિલમાં રહી, આશા ડુબી નાશ બની;
આશા મનની મરી ગઇ, જીવું હું નિરાશ બની.
અગન દિલમાય સમાય, એ પ્રેમ કેમ બુઝાય?
દેહ તન બળી જળી, ખતમ તે થાય સદાય!

જોશે જુવાની ખાક થઇ, કરમઇ જનમતાં સાથ ગઈ;
કરમે લખેલું તે થયું, આશા મરીને ખાક થઇ;
રબની દયાથી દિલને, શાંતિ મળીને રહી ગઈ.
નિતિ રિતીથી હું રહું, આખર ઉમેદ એ રહી ગઇ—અગન.

(સુના ગલાસમાં દુધ લાવે છે. રોશન બાનુ પીએ છે, તે વેળા તેની નજર પડેલા કાગળ ઉપર પડે છે.)

**સુના**—બાઇજી આય દુધ પીશો?

**રેશન**—લાવ (સેહેજ પીતાં કાગળપર નજર પડતાં) એ આય કાગળ કોણનું ?

(સુના કાગળ ઝટ ઉંચકીને રોશનને નહીં આપતાં પોતાના હાથમાંજ પકડી રાખે છે.)

**સુના**—બાઇ! બાઇ! એ તમારૂં કાગળ નથી. (રોશન તેના હાથમાંથી કાગળ ખેંચી લે છે.)

**રોશન**—લાવ, એપરનું સરનામું તો જોવા દે? (વાંચતાં) એપરતો મીસ રોશનચહેર ફરેદુનનું નામ છે. કોઇએ ભૂલથી મારૂં આગલું નામ લખેલું છે; હું તો હવે લેડી રોશન સોહરાબશાહ છેઉં, તે કોઇ જાણતો નહિ હોશે.

**સુના**—(લેવા જતાં) એ કાગળ કોઇ ભલતાનું હશે? લાવો હું ફાડી નાખું.

**રોશન**—કોઇનું કાગળ ફાડવાનું તુને કારણ? એ પર મારૂં બાપીકુ નામ છે; એ મારૂંજ લાગેચ; પણ કોઇ અજાણ્યા માણુસ તરફથી આવેલું દિસેચ. (રોશન કાગળ ઉગાડવા જતાં સુના તેને રોકે છે.)

**સુના**—હાજી, હાજી, એ કોઇ મુવેલા તરફનો સંદેશો લાગેચ.

**રોશન**—મુવેલાનો? એ તું શું બકેચ?

(રોશન કાગળ ઉખેડે છે. તે વાંચવા જતાં, સુના તે ઝુટવી લે છે અને અરધું ફાડી નાખે છે.)

**સુના**—બાઇજી તમે એ ના વાંચતા.

**રોશન**—સુના આપી દે? આજે તુને શું થયુંચ?

**સુના**—મને માફ કરો (પગ પાસે બેસી) ખરી બીના આખરે આઇના પેઠે ખુલ્લી થઇચ; બાઇજી તમારા બાવાએ પાંચ વર્ષ ઉપર છુપાવેલી વાત આથી ખુલ્લી થશે.

**રોશન**—(શકમંદ થતાં) સુના મને સમજ પડે તેમ ખુલાસાથી બોલ?

**સુના**—શેઠ બેજનજી બામ હજી જીવતા છે; અને આય કાગળ તેમના તરફનું છે.

**રોશન**—(ઉછળી ઉઠી) શું બેજન હૈયાત છે? મરી નથી ગયો? એ તું શું બકેચ?

**સુના**—હું જુઠી હુતી. બધા જુઠા હુતાં! જ્યારે તમુને કહેવામાં આવ્યું કે બેજનજી લડાઇમાં કેથે માર્યા ગીયા, ત્યારે એ વાત સરીયામ

જુઠી બનાવટી હતી. તમારા બાવાને કરજદારીમાંથી બચાવી લેવા જુઠી અને બનાવટી વાત ફેલાવી હતી.

(રોશન ખરી બીના સાંભળી, સંતાપથી માથું કુટી હેરત થઇ બેબાખળી બને છે.)

**રોશન**—મારો ચાહેલો બેજન હૈયાત ઉતો? તે છતાં હું હૈયા ફુટી અભાગણી બીજાની પરણેતર થઇ? ખુદા આય કેવો ગજબ? બેટી સામે બાપનો દગો?

**સુના**—(રોશનને પસવારતાં) મારાં વ્હાલાં બાઇ દુ:ખી ના થાવો. એ બધું તમો સર્વેના ભલા થકી કરવામાં આવ્યુંચ, મારાથી તમારા બાવાની કંગાલીયત હાલત થતી નહિ જોવાઇ; તેથી હું પણ તમારા બાવાના કાવત્રામાં સામેલ થઇ, જુઠી વાતોને મે ટેકો આપી તમુને મનાવી લીધાં

**રોશન**—(છંછેડાઇ સુનાને બાજુમાંથી પકડી હીલવે છે) હગારી દૂર થા! તુને તેમજ મુવા બાપને પણ હવે હું માફ નહી કરસ. દગલબાજો તમે મારૂં હૈયું ભાંજી નાખ્યુંચ.

ગણ્યોતો જેને મે વ્હાલો, તેને હું ભૂલથી ભૂલી!
નહિ ચાહયો જે ખાવિંદને, વરીને ફર્જ હું ભૂલી.
પિતાની કર્જદારીને, મદદ મે જાનથી કીધી,
બદન તન મન વેચી આજ, ભૂલી બસ રાહને સાધી.
ભૂલાવાથી ભૂલી મુજ ફર્જ, બીજાની હું થઇ નારી,
ખુદા કેમ માફ આ જીવને, હવે કરશે મને તારી?
વફાદારી કહાં રહી મારી? વગર ચાહવે બીજાની થઇ!
ગુન્હેગારીમાં મુજ હાથે વધારે ને વધારે ગઇ.

**સુના**—બાઇજી એમ ના બોલો? ના ગમ કરો?

**રોશન**—તમે લોકે મારા સુખનું સત્યાનાશ વાલ્યું. મારી જીંદગી કંગાલ બનાવી. હવે જ્યાં સુધી હું જીવશ ત્યાં સુધી આય જલતાં જીગરનાં સંતાપમાંજ જલસ ને મરસ! હું બેજનને ચાહતી હતી! તે સઘળાં જાણુતા હતા! છતાં કોઇએ મને મદદ કીધી નહીં?

જ્યારે બેજનના મોતની પહેલી ખબર મને પોંહચાડી, ત્યારે મારા દુ:ખી આંસુની પણ કોઇને કદર નહિ આવી? (માથામાં છાપટ મારી લે છે.) પણ મેજ મુરખીએ સગળું ખરૂં માનવાની ઉતાવળ કાંય કીધી?

**સુના**—જીવને એમ ના સંતાપો બાઇ. હવે ધીરજ ધરો.

**રોશન**—ધીરજ ધરૂં? હવે શાને માટે ધીરજ ધરૂં? આય મારા જલતા જીગરની દુઃખ ભરી વેદના મ્હોત સુધી ખમવા થકીજ કે?

**સુના**—મારો પણ એમાં કસુર હતો; મને માફ કરો!

**રોશન**—તુને માફ કરૂં? નહિ! નહિ! જા તારૂં કાળું કર.

(રોશન દુઃખથી માથું પકડી બેસે છે. બેજન બામ ધીમે ધીમે આવે છે. રોશન તેને જોતાંજ ફાટેલે ડોળે જોતી સ્તબ્ધ બને છે, સુના બેજનને આવેલો જોઇ અંદર ચાલી જાય છે.)

**બેજન**—રોશન! મારા જાન? તારો રોશન દિદાર જોવાથી મારૂં દિલ ખુશહાલ બન્યુંચ (રોશનને દ્હેરામાં વગર હીલચાલમાં જોતાં ડરી જાય છે) પણ શું છે? તું મારાથી દૂર રહી મને એમ કાંય જોએચ? શું મારૂં કાગળ તુને નથી મળ્યું? મે તુને અચાનક આવીને મળવાથી ધભરાવી તો નથી? વ્હાલી રોશન! રોશન! હું આજના દિવસની કેવી આતુરતાથી રાહ જોતો તો? (તેણીનો હાથ પકડે છે. રોશન હાથને તેવીજ હાલતમાં રેહવા દે છે.) મારા જાન? મને માફ કર? મને ખ્યાલ નહિ હતો કે લાંબી જુદાઇનો એકાએક મિલાપ વ્હલાંઓને ભાનભૂલાં કરી મુકેચ?

**રોશન**—તમે અહીં કાંય આયા? આટલાં વરસ કહાં હુતા?

**બેજન**—મારી 'ડારલીંગ' હું જંગબાર તરફ મારા ધંધાની જંજાલમાં રોકાયલો હતો; તેટલામાં નાશકારક લઢાઇમાં મને જોડાવાની ફરજ પડતાં, વર્ષો વેર ફ્રન્ટીયરપર રોકાઇ રહ્યો; દુનિયાના વ્યવહારથી વિખુટો પડયો.

**રોશન**—બધાં કહેતા હતા કે તમો કપાઇ આખર થયા. બેજન મે તમારા થકી પાંચ પાંચ વર્ષ થયાં કેટલું દુઃખ વેઠયુંચ?

**બેજન**—(ખુશાલ થતાં) મારા જીગર તે તમામ દુઃખો હવે, સુખમાં બદલાઇ જશે. મારીપર ખુદાની મેહેર ઉતરીચ, ત્યારે હવે તારા પગ પાસે દરેક સુખની આરજુ કરતો હું આયોચ.

(ગુઠને પડી તેના હાથ પકડી ચુમે છે, તે હટી જાય છે)

**રોશન**—હવે તમે મારી પાસે ના આવો. મી. એજનજી હું કાલાવાલા કરી કહુંચ કે, હવે તમે અહીંથી એકદમ ચાલી જવાની મહેરબાની કરશો?

**એજન**—મારા એકાએક આવી મળવાથી શું તું મને આવી સજા કરેચ? વ્હાલી ખરૂં કહે? શું તું મને ચહાતી નથી? તું એવી કેવી બદલાઇ ગઇ કે મારા પ્યારના શબ્દોનો એકબી મીઠો જવાબ મળે નહિ?

**રોશન**—હવે તમારી હાજરી મને ડરાવેચ! એજન હવે જાવો.

**એજન**—જે પ્યારને હું હંમેશગી સુધીનો સચ્ચો સમજતો હતો, તેજ પ્યારને આજે હું ઉંઘ માહેલા સ્વપના મીસાલ ભુસાઇ ગયલો જોઉંચ.

નજરથી દિલ કરી ઘાયલ, જીગરથી દૂર થાવો છો?
જખમ કારી કરી દિલમાં, મિજાજી દિલ બતાવો છો?
દિવાનો હું બની દિનરાત, રહયો તુંજ યાદમાં જીવતો,
હવે નારાજ બનવામાં, દિઠો શું ફાયદો મલતો?
જલાવી તન બદન દીધું, સદા તુંજ યાદને નિમ્મીત,
હવે તુચ્છકારી તરછોડો, કહો કઇ ગામની એ રીત?

**રોશન**—ઓ દુઃખો તમે કેટલાં બધા જબુન છેવો, કે આય જલતા જીગરને તેના બાતેનના દુઃખોથી વધુ સતાંપોચ?

**એજન**—રોશન! વ્હાલી રોશન!

**રોશન**—બસ, મી. એજનજી બસ કરો. હું વધારેવાર તમારી સાથે વાત કરી શકતી નથી, માટે અહીંથી ચાલી જાઓ, ને મને એકલી છોડો.

(એજન પોતાની છાતીમાંથી સુકાયલાં ફુલો કાઢી પોતાનો ઉભરો ખાલી કરતાં બતાવે છે.)

**એજન**—પાંચ વરસ ઉપર જુદાં પડતાં તારા આયજ હાથે જે તેં મને પમરતા ફુલો આપ્યાં હતાં; તેને મેં આય લાંબી મુદત દરમ્યાન કદી છાતીથી દુર નથી કીધાં; અને આજે તું મને જીવતો જાગતો જોઇ ઠોકરે મારી દુર કરેચ?

**રોશન**—(આજેજ થતાં, દુરથી ખુરસીના હાથાનો ટેકો લેતાં) એજન તારા બોલો મારૂં હૈયું ભાંજી નાંખેચ.



જખમી જીગર (ઐજન અને રોશન.)

**એજન—**રોશન ખરૂં કેહ (પુલો બતાવી) આય સુકાઇ ગયલાં પુલો શું તારા સુકાઇ ગયલા પ્યારની નિશાની તો નથી બતાવતાં?

**રોશન—**હવે મારા જીગરમાં ઉતપાત થાયચ. હવે હું મરવામાંજ મારૂં તમામ સુખ માનુંચ! મોતનેજ હવે ભલું ગણુંચ.

(એજન ખુરસીપર ઢળી પડે છે, સુના દોડી આવેચ. બહારથી કોઇના બોલવાનો અવાજ સંભળાયચ.)

**સુના—**બાઇજી, બાઇજી, સર સોહરાબશાહ આવતા જણાયચ.

**રોશન—**(ધભરાઇ ઉઠતાં) ઓ મારો ધણી આવેચ? એજન તમે એકદમ ચાલી જાઓ.

(એજન આ ખબરથી ઉશ્કેરાઇ ઉઠે છે.)

**એજન—**(ચોંકી) તારો ધણી? શું તું બીજાની પરણેતર થઇચ? રોશનનો હાથ જોશથી પકડી) ઓ ધાતકી બેરહમ! મારી સાથે આવી બેવફાઇ?

**સુના—**એજનજી શેઠ દયા કરો. રોશન બાનુ ગુન્હેગાર નથી, એવણ નિરદોશ છે! બેગુન્હા છે!

(એજન ધિકકારથી જોતાં, રોશન શરમથી કોચપર ઢળી પડે છે. એજનને આથી દયા ઉપજે છે, તે તેને દુઃખી થતાં જોઇ પોતે ગભરાય છે.)

**એજન—**રોશન મને માફ કર! હું નથી જાણુતો કે હું શું બોલુંચ? અરે મને નથી ખબર કે હું શું કરૂંચ? રોશન હું તુને છોડી જાઉં તે આગમજ એકજ હર્ફ, ફકત એકજ પ્યારનો સખુન બોલી આય જલતા જીગરને તો શાંત કર?

**રોશન—**એજન! એજન! આય જલતાં જીગરની કમનસીબ રોશનનો એકજ બોલ! તું સુખી રેહેજે, સુખી થજે! બસ જા! છેલ્લી સલામ!

**એજન—**(દુઃખી દીલે) ઓ બદનસીબ એજન તારા સુખને, મોત સુધી છેલ્લી સલામ! (કરમાયલાં પુલો હાથમાં લઇને) મારી રોશનની સાચ્ચી મોહબતની નિશાની! હવે તે કરમાઇ ગેઇચ, છેલ્લાં પાંચ વર્ષોથી મારી રોશનની યાદમાં, ઓ પુલો, તમો કરમાયલાં છતાં મેં હેતથી મારી છાતી સાથે રાખ્યાંતાં, તો

હવે જીંદગીના છેડા સુધી એ કરમાયલાં ફુલો મારી તેજ રોશનની આગલી મોહબ્બતની યાદમાં આય જલતાં જીગર સાથે સદા, સદા સચવાયલા રહેજો. (ફુલોને પાછા ગજવામાં મુકે છે.)

**રોશન**—ઓ ખુદા! ઓ બેજન!

(રોશન દુઃખથી બેફામ જેવી ખુરસીપર બેસી જાય છે. બેજન, સુના સારવાર કરે છે. તેજ વખતે સર સોરાબશાહ દાખલ થાય છે, આય દેખાવ જોઇ સર સોરાબશાહ ગભરાય છે, સુના કાગળ ઉંચકી લે છે.)

**સર સોરાબ**—હેં એ બધી શું ગડબડ છે? મારી રોશનને શું છે? કંઇ તબીયત તો નથી બગડી આવી?

**રોશન**—(ધીમા અવાજે) મને કંઇ નથી સોહરાબશાહ. તમે કશી ફીકર મારે માટે કરશો નહીં.

**સર સોરાબ**—તારી કાળજી તો મારે કરવીજ જોઇએ. એ શું બનાવ બનીયોચ તે મારે જાણવુંજ જોઇએ. સુના આય ગૃહસ્થ કોણ છે?

**સુના**—સર સાહેબ, આજે બાઇજી કમનસીબે મોટરમાંથી ઉતરતાં પગ સરી જવાથી પડી ગીયાં. તેજ વખતે ત્યાંથી પસાર થતાં આય ભલા ગૃહસ્થની નજર પડવાથી, બાઇજીની મદદે આવી, એવણને અહીં લાવી માવજત કીધી.

**સર સોરાબ**—ભલા ગ્રહસ્થ; લેડી રોશનને કીધેલી કિમતી મદદ માટે હું તમારો આભાર માનુંચ. (બેજનને શેકહેંડ કરે છે. રોશન મુઝાય છે.)

**બેજન**—સાહેબ આભાર માનવા જેવું કશું નથી. લેડી રોશન બાનુને મદદ કરવામાં મેં ફકત મારી ફરજ બજાવીચ.

**રોશન**—સોહરાબશાહ આય ગ્રહસ્થને અહીંથી જવા કહેશો?

**બેજન**—સર સાહેબ હું રજા લેઉં, સાહેબજી.

**સર સોરાબ**—જરા થોભો ભઇ. આજથી હું અને લેડી રોશન તમારાં આભારી બન્યા છિએ, પણ તમો સિધાવો તે આગમજ મને તમારૂં નામ કહેવાની મહેરબાની કરશો? અને

આપ કહાં રહો છો તે જણાવશો? મને તમારો ચેહેરો ધ્યાનમાં આવે છે. આય આગમજ મે તમુને કેથે જોયા હોય એમ લાગે છે.

એજન—હું અહીંથી થોડે દૂર 'વેસ્ટવ્યુ'માં રેહું છું. સર સાહેબ કદાચ તમે જાણીને ખુશી થશો કે હું તમારા જાની દોસ્ત મરહુમ પેશોતન બામનો દીકરો એજન છેઉં.

(રોશન વધુ ગભરાતી જણાય છે.)

સર સોરાબ—(હરખથી) કોણ? મારા એક વારના બાપ સમાન જાની દોસ્તનો દીકરો એજી? (એજનનો હાથ પકડી જોરથી દાબે છે. રોશન અકરવકરમાં પડે છે.) મને માફ કરજે. મેં તને લાંબી મુદતે જોયો તેથી ઓળખ્યો નહીં. (રોશન પાસે ખેંચી) ડીયર રોશન, તું એવણુને ઓળખેચ કે? અરે એના બાવા પેશોતન તો મારા ભાઇથી પણ આલે હતા. જીંદગીના છેડા સુધી હમો સાથેજ ફરતા હતા. (રોશન હાથ પકડી ઉભી થાય છે.) દીકરા એજી, હું તુને મારા ભત્રીજા જેવો ગણુંચ તુને મલવાથી તારા બાવાની યાદ મને આવેચ, આવ એજી મને ભેટ. (એજન કોટી કરે છે. રોશન નજર ફેરવી નાખે છે.) આજથી તું મને તારા કાકા તરીકે ગણુજે, અને લેડી રોશનનેબી હવેથી કાકી કરીનેજ બોલાવજે. (સર ખુશી થઇ એજીનો બરડો ઠોકે છે. એજન કમકમે છે.) આય ઘેર તારૂં સમજી, હંમેશાં અહીં આવતો જતો રહેશે તો હું તથા લેડી રોશન ઘણુંજ ખુશી થઇશું.

રોશન—(ઉશકેરાતાં) ઓ તે નહિ બનશે! નહિ બનશે! મારો જીવ ફરેચ! મને કોઇ પકડો!

(રોશન ચીચીયારી પાડી બેસુદ્ધ થાય છે. એજન તેને પોતાના હાથમાં ઝીલી લે છે. રોશનના બોલવાની મતલબ નહિ સમજવાથી સર સોહરાબશાહ તેમજ સઘળાં ધભરાટથી એકમેકને જોય છે.)

ટેબલો.

## અંક ૧ લો-પ્રવેશ ૨ જો.

——:o:——

### સ્થળ-રેલ્વે સ્ટેશન ઉપરનો રીફ્રેશમેંટ રૂમ

(વેટર પીટર બે તરફ બે રાઉંડ ટીપાઇ ગોઠવે છે, તેની પાસે ખુરસી મુકે છે, ટેબલ કલોથ વગેરે ગોઠવે છે, હીરાજી દાખલ થાય છે,)

**હીરાજી**—પીટર? દેખો ટ્રેનકા ટાઇમ હો ગયા. પેસીંજર અબ આતેહી ધાંધલ મચાએગે; ખુબ સંભાલના.

**પીટર**—હમ બડા ચબરાક હય, તુમ મત ઘભરાવ.

**હીરાજી**—દેખો વ્હો જંટલમેન જેસા ઇધર આના હય; ઉસસે સંભાલના.

**પીટર**—વ્હો કયા કરેગા?

**હીરાજી**—વ્હો સબ મંગાયગા, ખુબ ખાયગા ઔર બીલ કછુ નહિ ચુકાયગા.

**પીટર**—હમ ઉસકા વરદી નહિ લેનેકા; ફેર કેયસા ફોકટમેં ખાયગા?

**હીરાજી**—વ્હો બડા ચબરાક હય. યહાં કોઇ પેસેંજર આકે બયઠકે ખાનેપીને લગેગા, તો ઉન્હોમે મીલ જાયગા, ઉનસે દોસ્તી કરેગા, ઉન્હીકા પીએગા, ઉનોકો ખીલાપીલાકે અપના બીલભી ઉનોસે ચુકવાકે ફરાર હોગા.

**પીટર**—અયસા હય? તબ હમ બહોત હોશીયારીસે ઉસસે કામ લેગે. (હીરાજી બહાર જાય છે. હોમી ધરપચમાં દાખલ થાય છે; તે પીટરને જોતો નથી, બહારથી ગાડીવાલા સાથે વાત કરતો આવે છે, પીટરને અથડી પડે છે.)

**હોમી**—(બહાર જોતો) એઇ, તુમ ગાડી લે જાવ, હમ ફેર બોલયગા તબ ભાડા ચુકાયગા (અથડી પડતાં) 'એસકયુંઝમી? સોરી' (જોઇને) કોણ નયા વેટર? તુમ બડા હોશીયાર દીખતા હય?

**પીટર**—દેખો, હમ નયા હય, મગર સબકો પવછાન ચુકા હય. કોઇ મુજકો ઠગ નહિ સકતા એ યાદ-રખના.

**હોમી**—તુમીરા નામ કયા?

**પીટર**—પીટર. સાબ આપકા નામ કયા?

**હોમી**—(સ્વગત) એને મારા નામ સાથે કામજ શું? (મોટે) દેખો હમ 'શોર્ટસાઇટેટ' હય ઉસસે દેખને કહેનેમે ભૂલ જાયગા તો યાદ દેનાં. (સ્વગત) મતલબ બેહેરો થાઉંચ તોજ ગુજારો થાયની? (મોટે) ૧ પેગ વ્હિસ્કી જલ્દી લેજો.

**પીટર**—અછા સાબ. મગર બીલકા કયસા?

**હોમી**—હમારે 'એકાંઉટ' મે લીખના સમજા?

**પીટર**—દેખો, તુમપર હમારા મેનેજર બિલકે વાસ્તે જીતના ઇતબાર રખતા ઉતના તુમ હમપર ભરોસા રખ્ખો, 'વ્હિસ્કી પેગકી' રાહ દેખા કરો. તુમ પહેલે પૈસા દે કે હમપર ઇતબાર રખો, યા હમ લાયગા તબતક હમપર ઇતબાર રખો.

**હોમી**—પીટર તુમ બડા 'રૂડ વેટર' મુજંકો દીખતા હય.

**પીટર**—થેંકયુ સર. તુમ ઇધર બેઠેકે રાહા દેખા કરનાં. હમ દુસરે ઘરાકકી ખબર લેતા હય (જાય છે.)

**હોમી**—(મનસે) વગર પુંજીએ વેપાર કરવો જેટલો મુશકેલ છે, તેટલું વગર પૈસે 'રેસ્ટોરાં'માં જઇ પીત્રા ખાવાનું મેળવવું મુશકીલ છે. મારે ગ્રહસ્થ તરીકાથી વગર પૈસે પેગ મેળવવોચ પણ કેમ? ને કેવી રીતે? હોમી તું લખોપતીનો દીકરો પણ ફુટી બદામનો મોહતાજ! તારા બાવાએ ફક્ત એક દજન વખત તારાં કરજ ભર્યાં, ને પછી ઓવારનિવાર કીધોચ. તુને જોતિષોએ કહેલું કે તારા હાથમાંજ કાતર છે; તે પૈસા ઘણાજ ખરચાય; તેમાં તારો શું વાંક? તેં મુંબઇમાં ડો. જીજીભાઇ શરોફની દીકરી મહેરૂ સાથે 'લવ્હ' કીધો, ભોળીને ભમાવી, ફુલ-કાવી તારીપર મરી પીટતી ઘેલી બનાવી? આખરે ખોટું એડ્રેસ આપી ગુલ થઇ ગયો. ખરૂં ઠેકાણું આપું તો તેના કાગળપત્રોનો કંટાળો કેમ ખમાય? પૈસાદારની દીકરીને જાલમાંતો ફસાવી, કે તે મારાં કરજ ભરે ને લુખો પ્યાર લઇ રાજી થાય. આખરે તેના વતનમાં આવી લક અજમાવવાનો ઠેરાવ કીધો. હાર યા જીત, બન્ને તારે માટે સરખાં છે. (સામે જોઇ) આય કોઇ ચેકે· પાઇ„ જેવો નવો પેસીંજર આવતો જણાયચ? એનેજ બનાવી મારૂં કામ કાઢી જાઉં, તેટલાં મારૂં લખવાનું કામ પુરૂં કરૂં.

(ફ્રેદુન ટીટીનાં માકા સાથે લગેજ લઇ દાખલ થાય છે·)

**ફરેદુન**—માકા સ્ટેશનપર આપુને લેવા કોઇ નહિ આયું? એમ કેમ?

**માકો**—સાહેબ મે તમુને કહ્યું કે, આપુને પેસીંજર ટ્રેનમાં જવાનું હતું પણ તમે તો ફાસ્ટ ટ્રેનમાં ઉપડી આયા.

**ફરેદુન**—મને તો બા ફાસ્ટ ટ્રેન ઘણી ગમે. હું નાહલો હુતોની ત્યારે ઇનજીન દાવ રમતોતો, ત્યારે એમ ફાસમાંજ દોડતોતો. છુક છુક છુક (દોડી બતાવે છે.)

**માકો**—અરે અરે જાહેર જગાપર એમ કોઇ ચેાાં કાઢે કે? કોઇ જોશે તો ખરાબ લાગશે.

**ફરેદુન**—એમ નહિ થાયકે વારૂ?

(હોમી ટેબલપર કાગળ ફાઉનટન પેનથી લખવા બેસે છે)

**ફરેદુન**—માકા? નવે સાસરે જવા આગમજ દિલમાં ગરમી મેળવવી ઠીક પડશે, નહિ તો હું થંડોગાર થઇ જવસ.

**માકો**—હાજી શેઠ, જરા જરા વારે નાક ભીનવતા રેહેજો નહિ તો થરમામીટરનો પારો ઉતરી જશે.

**ફરેદુન**—સઘળાંએ મને જોતાં માન આપવું જોઇએ; કેમકે મારા પપાના પૈસાથી હું કેવો જેંટલમેન બની ગીયોચ હં?

**માકો**—તેમાં શું પુછવું? પન શેઠ તમે વગર જોયલી કે નહિ ઓળ-ખેલી બૈરી સાથે અહીં અદરાવા આયાચ ખરૂંની?

(હોમી લખતો જઇ તેની વાત સાંભળે છે.)

**ફરેદુન**—મને મારી બૈરીને આગમજથી જોવા તપાસવાની જરૂરજ નથી. ડૉ. જીજીભાઇ મારા પપાના ઓલ્ડ ફ્રેંડ થાયચ. મારા પપા સઘળાંને ઓળખેચ એટલું બસ. મારા બાવા પુને આવી રેહેચ ત્યારે જીજીભાઇને ત્યાં ઉતરેચ તેથી તેવણે આય ગબર ડૉક-ટરની દીકરી સાથે મને ગોઠવવાની પોતેજ ગોઠવણ કરી નાખી.

**માકો**—પણ છોકરીને જોતાં તમુને તે નહિ ગમી તો? નહિ તો છોકરી તમુને જોતાં નાપાસ કરે તો?

**ફરેદુન**—મને શું છે? કુતરાએ કરડીયોચ? મારા બાવા કહેચ કે તે ઘણી ખુબસુરત છે; અને હુંબી માનુંચ. પન જો, બૈરાંને તો માટીડા સારાં કે માઠા કે દેખાવળા જોવાનો હકજ છું છે? ફકત તે માટીડા છે એટલું જોયું કે બસ?

**માકો**—ત્યારે તો શેઠ હિમતથી સાસરીયામાં જાવ, તમારી કિમત અકાવો ને બધાને છક્ક કરો.

**ફરેદુન**—જેની માકા હું હંમેસાં ચોકસ સાહુચેતીથી કામ કરવા જાઉંચ, પણ હંમેશાં ઘેટાળો થઇ જાય છે. ગઇ પરમદિને લગનમાં હું જમવા બેઠો, ત્યાં હાથ ધોતાં પાસે બેઠેલાં બૈરાંની સાડીના પાલવને ટુવાલ સમજી તે વડે હાથ લુછી નાખી તેવણુની સાડી બગાડી, મારો ફેરતો કાધો.

**માકો**—ઘણુંજ ખોટું! ઘણુંજ ખોટું! (સ્વગત) અરે મોટાનાં પોરીયાં એવાજ ચકડોળ પેદા પડેયની?

**ફરેદુન**—માકા હવે જલદી જઇ બધો લગેજ 'કલોક રૂમ'માં મુકાવી આવ. હું તેટલાંમાં પેગ લઇ નાક સુકઉંચ (માકો જાય છે.)

**હોમી**—(મનસે) આયતો કોઇ તદ્દન બેચીયું દેખાયચ. અહીંજ મારો હુન્નર અજમાઉં અને પછી આય કાગળ મારી સ્વિતીપર રવાના કરૂં. (ફરેદુનની પાસે જઇ ખુરસી ખેંચી બેસે છે.)

**હોમી**—સાહેબજી શેઠ? તમો બહારગામથી નવા સવા આવેલા લાગોચ?

**ફરેદુન**—(વાંકીટીકો થઇ હરખાય છે) હાજી, હજી. હું તદ્દન નવો સવો મુંબઇથી અત્રે આયોચ.

**હોમી**—મુંબઇની કંઇ હકિકત? વેપાર રોજગાર તો ધુમ ચાલતા હશે?

**ફરેદુન**—(મનસે) કોઇ ઘણોજ લાયકીવાલો માણુસ દિસેય. (મોટે) ધંધો તો ઠીક ચાલેચ, ખુદાની મહેર છે.

**હોમી**—(ડોલ ઘાલતો) હાલમાં રાજદુવારી પારટીમાં ઉથલ પાથલ થઇ રહીચ તેપર તમારૂં શું 'ઓપીનીયન'?

**ફરેદુન**—(મનસે) મુંબઇમાં તો કોઇ મને પુછતું નથી કે કોઇ-કોઇ મારૂં 'ઓપીનીયન' લઇ માન ઇજ્જત આપતું નથી? ને અહીંના લોક તો મારો અભિપ્રાય માંગેચ?

**હોમી**—(તેને જવાબ નહિ આપતાં જોઇ) હું ધારૂંચ તમો પોલીટીકસમાં ભાગ લેતા નહીં હોશો? કેમકે તમે વેપારી પડયા. હા જો-તમે તરસીઆં હોશો, કંઇ ડ્રીંકસ લેશો? હું શું મંગાઉં? વ્હિસ્કી-બ્રેન્ડી-સ્નેપ કે શેમ્પેન-લિકિયોર-કે વાઇન? બોલો જે ગમે તે માંગી લેવ?

**ફરેદુન**—તમો કોઇ ઘણાજ ભલા જેન્ટલમેન દેખાવોચ. હું હાલમાં ઘણી ઉતાવળમાં છેઉં

**હોમી**— બેસો! બેસો! ના શરમાવો, હું ફ્રેન્ડો સાથે ઘણોજ ખુશાલ રહુંચ. તમુને હું એકલા છોડી 'ડલ' નહિ થવા દેવશ. અહીંના વેટર ઘણાજ આળસુ છે. હંમેશાં ઘરાકને ટોવાવી, ટોવાવી પેગ આપેચ. (ચંગ વજાડેચ પીટર આવેચ) પીટર? 'વ્હિસ્કી પેગ ફૉર ટુ.'

**ફરેદુન**—જલ્દી કરો હમકો બોત બોત કામ હય.

**પીટર**—(ફરેદુન તરફ ફરી) સાબ તુમ ઓડર દેના?

**ફરેદુન**—તુમ સુનતા નહિ? જાવ જલ્દી લાવ.

**હોમી**—પીટર! દેખો હમ દોનો ફ્રેન્ડ રિફ્રેશમેંટ લેકે 'રિફ્રેશ, હોને મંગતા.

**પીટર**—દોનોકું? (ફરેદુન તરફ જોય છે) દો પેગ મંગતા?

**હોમી**—મુહ કયા દેખતા? જાવ જલ્દી કરો. (પીટરને પાછળથી ધકકો મારી મોકલાવે છે.) કોઇ બડો ભુબી છે, તમારા જેવા જંટલ મેનને જોઇ ગભરાઇ જાયચ.

**ફરેદુન**—તમારી લાયકી માટે આભારી છું. (સ્વગત) મુંબઇમાંતો મને કોઇજ જંટલમેન કેહેતું નથી, ને આય ભલો ગ્રહસ્થ તો મને પોતાના જેવોજ ગ્રહસ્થ ધારીને માન આપેચ.

(પીટર ટ્રેમાં વ્હિસ્કીની બોતલ ને ગલાસ તેમ સોડા લાવી ઉખેડે છે, તેમ સેંડવીચ લાવી મુકી જાયચ.)

**હોમી**—હવે 'નો સેરેમની' જીવ ચાહે તેમ પીજો; શરમાઇને પીઇશું તો ટેસ્ટલેસ રહીશું (પોતે વધારે પી ફરેદુનને જરાજ આપે છે) ગમે તેમ પીઓ; પૈસા જેવી હલકી ચીજની મને પરવા નથી.

**ફરેદુન**—હું હંમેશાં જમવા અગાઉ બે પાંચ પેગ લીધા વગર જમતોજ નથી.

**હોમી**—ગલાસમાં સોડા નામીને વ્હિસ્કી પીવો એ મને બૈરાં જેવું લાગેચ; તેથી ઘણી વખતે એમ બાટલીથી (બાટલી મ્હોને લગાડતાં) મ્હોને લગાડી કાચો ચાખી જોઇ પછીજ સોડામાં

પીઉંચ. એથીતો વ્હિસ્કી સારા ટેસ્ટનો છે કે હલકો તે જણાઇ જાયચ. (તેના હાથમાંથી ખુંચવી પીતું ખાવું) હું તમુને ટ્રબલ આપવા ચાહતો નથી.

**ફરેદુન**—(અકળાઇ મનસે) આય કઇ જાતનો ગ્રહસ્થ હોશે? મારૂં બધું પોતે ચપાટી જાયચ?

**હોમી**—તમુને શું જોઇએચ? જેબી તમુને જોઇએ તે બેલાશક વેટરને તેડી મંગાવી ખાતા પીતા થાવ.

**ફરેદુન**—મારે ભાગે કંઇ બાકી રહેતો ખાઉંપીઉંની? તે તો તમેજ બધું ચપાટી ચાલ્યા? (મોટે) વેટર? (પીટર દોડી આવે છે.)

**હોમી**—પીટર? વેટર? સાબકે વાસ્તે દુસરા લાવ. મુહ કયા દેખતા?

(બહારથી મોટરનો હોર્ન વાગવાનો અવાજ આવેચ) મીસ્ટર તમે જરા બેસજો હં? મારી 'કાર' આવેલી લાગેચ. તમુને જયાં જવું હોય ત્યાં હું મારી કારમાં લઇ જઇ મુકી આવસ. (બહાર સટી જાય છે.)

**ફરેદુન**—વેટર? એ કોન જંટલમેન હય?

**પીટર**—એ જંટલમેન હય પુછતા? (હસે છે) બડા અચ્છા જેંટલમેન હય.

**ફરેદુન**—હમ જાના કોઇ અચ્છા આદમી હોગા, જો હમારી અયસી અચ્છિ મેનેજ કીયા?

**પીટર**—તુમ ઉસકો નહિ પયછાનતા? વ્હો જીસકે ઉસકે સાથ દોસ્તી બનાતા, ઉનકા ખા પી કે ભાગ જાતા.

**ફરેદુન**—ઉનને હમકો પેગ પીનેકી 'ઓફર' કીયા.

**પીટર**—ઉસને પીનેકી 'ઓફર' કીયા, ઔર બીલ ચુકાનેકી મજાહ તુમકુ દીયા.

**ફરેદુન**—ઉસકા પૈસાભી મય દઉં?

**પીટર**—સાબ, તુમને હમકો ઓર્ડર દીયા, તો તુમકો બીલ દેના પડેગા?

(માકો ધસારાબંદ અંદર આવે છે)

**માકો**—શેઠ તમે હમના પેલા ગ્રહસ્થને પાંચ રૂપીયાની 'ચેન્જ' આપવા કહી તે મેં આપીચ, નોટ તો તમુને મળી હોશે?

ફ્રેદુન—તેં તેને રૂપીઆ આપીયા? શું મે તેની પાસથી નોટ લીધીય? એ શું બકેય? અરે દોડ દોડ, જોતો ખરો? એ તો કોઈ બડો ચપરખંદો હતો તે મારે પૈસે ખાઇ પી ગયો, બીલ ચુકવવાનું મને સોંપતો ગયો, ને ઉપરથી પાંચ રૂપીયાની તુને રૂમઝી મુકાવી.

માકો—અરે તેણેજ તો મને તમારી પાસે દોડી જઇ નોટ લેવા કહેલી.

પીટર—તુમ મોત ઘોભરાવ, એ ફીર હયાં આયગા, તબ હમ બતા-યગા, ઉસકો પકડ લેનાં. પહેલે હમારા બીલ ચુકાવ.

ફ્રેદુન—નખોતગીયો તો મને વેતરી ગાયો?

પીટર—વ્હો જબસે બોલતા વેતર! વેતર! વેતર! ઔર તુમ બોલતા પીટર? પીટર? પીટર?

ફ્રેદુન—તેથીજ મને વેતરી ગીયો? બીલ આપવા વગર છુટકો નથી, કીતના બીલ હુવા?

(આનાકાનીથી રૂપીયા પાંચની નોટ આપે છે.)

પીટર—ફોર રૂપીજ ટવેલ આનાઝ સર.' ચાલ માકા મારી સાથે.

(ત્રણે જાય છે. બીજી ગમથી ડૉ૦ જીજીભાઇ, મેહેરૂ ને બચાં આવે છે.)

બચાં—ભઇ જીજી તમે કેટલી દોડાદોડીમાં ફરવા હરવા લાયા? અને હવે પગો દુખવી દુખવી ઘેરે જવાની ટાંઇ ટાંઇ કરોય?

જીજુ—બેહેન બચાં, હું કામકાજનો માનસ પડયો. તુને તો જ્યાં જ્યાં કોઇ માટીડા મળેય તેની સાથે કારાંમાય ટાહેલાં કરવા ઉભી રહેય, ને અમારા ટાંટીયા દુખવી નાખેય.

બચાં—ભઇ જીજી, હું તમારા ધખારા મુજબ નથી ચાલવાની. કોઇ સારા આબરૂદાર ગ્રહસ્થ—જુવાનીયાઓ મારી સાથે વાત કરવા મને રોકે, અને મને માન આપે, તે તમારાથી જોવાતું નથી? શેમ!

જીજુ—ગ્રહસ્થ સાથે ગ્રહસ્થાઇથી બોલવું એ તો ઠીક છે. પન તું તો જે કારાંમાય ટાહેલાં કરવા પડેય તે ખસતી નથી, ને બધાંને કંટાળા સમાન થઇ પડેય. તેથી બાજે વખત તારી સાથે જતે વાતૅ કરવાનાજ અખારા કરી દૂર નહાસતા ફરેય, એ કંઇ મને ઠીક નથી દેખાતું.

બચાં—તમે તો થયા બુઢા: તે સાઠી ને બુધ્ધી નાઠી, જેવું તમારૂં ભેજું થયુંચ. હું ખરૂં કેહેઉંચ, મારી વાત કે મારા વિચાર વચ્ચે જો માથું મારસો તો હું કદીજ તમારી સાથે બોલસ નહિ.

જીજી—આય તારા ભેજાંના થોડાક ધકારા મારી દીકરી મેહેરૂંના ભેજાંમાં ઉતારી તેને પન છગાવી મુકીચ.

મેહેરૂં—પપા? તકરાર ના કરોની? ફુઇજી માય તો ભોલાં ને શરમઉ છે.

જીજી—દીકરી મેહેરૂં તું હવે ડાહી થજે જો. તારા માટે મેં નકકી કરેલો ભરથાર આજે તુને મળવા મુંબઇથી આવનાર છે; તેને આપરે આવકાર આપી સાથે લઇ જઇશું.

બચાં—તમો બાપ દીકરી મરાયા કરજો, મારો તો તરસે તરસે જીવ બેતાબ થાયચ. તમોને ગમે તો તેને ત્રેનમાંથી ઉતારવા જાવ, હું ઢેકલા ખાતી દોડવાની નથી. હું તો અહીંજ બેસી કલેજું ઠંડું કરસ. (ચંગ વજાડેચ, પીટર દાખલ થાય છે તેને લેમન-જ્યુસની વરદી આપેચ તે લેવા જાયચ. બાપ દીકરી બીજી તરફ ફરતાં વાત કરેચ.)

જીજી—મેહેરૂ તું તારા ફુઇપર ધ્યાન ના આપ. તે પોતાની મેળે ઠંડી પડશે ત્યારેજ આપરી સાથે આવશે.

મેહેરૂ—પપા મને એ અજાણીયા માનસ સાથે કહાં લઇ જઇ મેલવોચ?

જીજી—જો દીકરી, આજે તું ફરેદુન ટીટીનાને મળશે ત્યારે તેમને સારી 'ટ્રીટમેંટ' આપજે.

મેહેરૂ—પપા, મને આય ઓડાણી જેવા કોઇ ટીટીના, વીટીના નંગ સાથે જોડી કાંય દુખી કરોચ? પન મારો વિચાર તો એક હોમી હોમાવંદ નામે જુવાન સાથે હતો!

જીજી—આય કોઇ હોમી-ધોબીની વાત મારી પાસે ના કરતી; તું મારી દીકરી છે, ને બાપની મરજીને તાબે થવાની તારી ફરજ છે.

મેહેરૂ—બાવાજી, મને તો ફુઇજી બચાંમાએ શિખવ્યુંચ કે બુઢા પપા હોય તો તે બધા ભેજાના પોચ્ચા ને ધસેલાં ખવાસના હોયચ, તેથી તેઓની શિખામણ કદી માનવીજ નહિ.

જીજી—મારી બેહેન થતી તુંને એવું એવું શિખવેચ? કમબખતને અહીં રાખેલીજ ઠીક નહિ; નહિ તો બધાના ભેજામાં ભુસું ભરી ભમાવી મુકશે.

**મેહેરૂ**—પન પપા, અમારી 'યુથ લીગ' માં પન બધાં ભાષણો થાયચ તેમાં એમજ શિખવેચ કે કોઇ દિવસ વડા વડેરાં; પછી માસ્તર હોય કે શેઠ હોય, માય હોય કે બાપ હોય, બવાંને નાફરમાન થવું, અને આપરૂં ભેજૂં કહે તેજ કરવું.

**જીજુ**—અરરર છોકરી તું તો હવે હાથથી ચાલી.

**મેહેરૂ**—તે માટે ના ઘભરાવો પપા. હું મારા 'યૂથ લીગ'ના સેક્રેટરીની સલાહ લઇ બધું કરસ.

(ઘંટ વાગે છે.)

**જીજુ**—ટ્રેનનો ટાઇમ થયો. 'પ્લેટ ફોર્મ' પર જઇ ફરેદુનને આવકાર આપી સાથે લઇ જઇએ.

(બંને તકરાર કરતા જાય છે. બચાં લેમન 'સીપ' કરે છે.)

(હોમી ખુશહાલીમાં દાખલ થાય છે.)

**હોમી**—(મનસે) કેવી સીફતથી પેલા ગ્રહસ્થને બનાવ્યો હું? હવે મારી સ્વિટીને આય કાગળ પોંહચાડવાનું બાકી છે. (બચાંને જોતાં) પણ આય કોણ? મને લાગેજ તેજ! એજ મારી સ્વિટી જણાયચ, પણ નખોત ગીયો ચસમો ભાગી ગીયો તે સાર્ટ સાઇટને લીધે દેખાતું નથી. (ટેબલ પાસે બેસી બારી આંખે ટીકે છે) કમબખત 'શાર્ટ સાઇટ'ને લીધે આય કાગળ મીસ ઓફપર લખીને સિફતથી એનીપર મોકલાઉં. એનુંજ હોશે તો એ નામપરથી ઝટ પારખી લેશે.

**બચાં**—(બારી આંખે જોતાં) કેવો મજાનો દેખાવળો, મીઠા ચહેરાનો આય જુવાનીઓ છે? એ મનેજ બારી આંખે જોઇ વખાણુતો જણાયચ.

**હોમી**—કંઇ ગાવસ તો મારા સાધપર એ જરૂર ખેંચાઇ આવશે.

**હોમી**— ગાયન.

"તુજને ખુદા કહું કે હું ખુદાને ખુદા કહું?
મારેબી તું, જીવાડેબી તું, હું તુને શું સદા કહું?—
મંદીરની દેવીને—યા તું પ્યારની પુતળીને જોઉં?
બન્નેની શીકલ એક છે, હું કોણુને ખુદા કહું?—
કહે છે દાનાવો, જીંદગીમાંજ ખુદા વસે,
મુજ જીગરમાં તુંજ છે, હું કોણુને ખુદા કહું?"—

**બચાં**—(મનસે) કેવું મજેહનું એ ગાયચ? કોઇ ઘણોજ જોવીયલ દિસેચ.

**હોમી**—(પીટર આવે છે તેને પાછળથી ખેંચી) પીટર તુમકો દેખકે હમ બોત ખુશી હય. દેખો એક હમારા કામ કરો? એ તુમારી ટ્રેમે એ મેરા લેટર રખતા હું. (તેની ટ્રેમાં મુકે છે) તુમ એ બીલકે સાથ એ હમારા કાગજ ઉપર લે જા કે દેવ. વ્હો લેડીકા કાગજ હોગા તો વ્હો એ બીલ સાથ ઉઠાલેગી.

**પીટર**—હમ કુચ્છ તુમારા નોકર હય કયા?

**હોમી**—તુમ બડા અચ્છા 'બોય' હય. દેખો વ્હો કયસા અચ્છા લેડી હય?

**પીટર**—હમ રોજ ઉસકો દેખતા હય. વ્હો મેરી મધર જયસા લેડી હય.

**હોમી**—(પીઠ ઠોકી) તુમ બડા લાયકીવાલા આદમી હય. હમ તુમકો અચ્છા ટીપ દેગા, જલ્દી જાવ (મનસે) ટીપને બદલે એનબી થાપ આપી પોલ તો થવસ.

**પીટર**—અચ્છા, હમ દેખતા તુમ હમકો કયસા ટીપ દેતા હય.

(પીટર બીલવાલી ટ્રે બચા પાસે લઇ જાયચ. તે ટ્રેમાંથી બીલ સાથે કાગળ ઉંચકી લેચ. ટ્રેમાં ૧ રૂપીયો મુકેચ તે પીટર લેછે.)

**બચાં**—(મનસે) મીસ ઓફ? મારી પરનું કાગળ દેખાયચ. એ મારી પરજ લખેલું લાગેચ, જોઉં શું લખ્યુંચ?

**હોમી**—(સ્વગત જોતાં) આખરે કાગળ લીધું ખરૂં? હવે એ વાંચશે, ને જીગરપર અસર થતાં મને જરૂર મળશે, મારી જુની યાદ તાજી કરશે.

**પીટર**—સાબ દેખો વ્હો બાઇ તુમારા કાગજ બાંચતા હય? અબ બોરા મઝા હય. (જાય છે.)

**બચાં**—(મનસે વાંચતાં) મારી આશાના ચેરાગ! તારી નયનોના પલકારાથી મારા જીગરમાં એવો તો જખમ થયોચ કે ભલભલા સરજન તેથી અજાયબ થયાંચ. તારૂં મીઠું હસવું એજ મારા જીગરના જખમપર મલમપટા જેવું ગણાશે, તેથી તું જરૂર મને તારા પગ પાસે આવી ગુડને પડી મારા જીગરને મળેલી રાહતનું બયાન કરવા રજા આપશે? હું જીવતો

રેહવશ તહાં સુધી તારા મકાનપર પતંગીયા માફક ભટકી ભટકી મારો જાન પટકશ; તો તું મને મીઠી મુલાકાતની નવાજેશ કરજે,

હૂં જીવસ તો જીવસ તૂંજ ચાહની ખાતર
જો મરસ તો મરસ તૂંજ ચાહની ખાતર.

લીખતન તારો સદાનો હો૦—હો૦

**હોમી**—(મનસે) વાંચ્યું ? વાંચ્યું ! આખરે વાંચીને મંજુર કીધુંચ. હવે બંદા હિમ્મતથી આગળ વધ.

**બચાં**—(મનસે) ઓહ ! આય કાગળ કેટલું રસિલું ને દિલમાં ગીલી ગીલી લગાડનારૂં છે ? પન નામ ઠામ મળે નહિ ને જવાબ શું આપું ? પણ એ હો—હો લખેછ તે બરીયું શું હોશે ?

**હોમી**—(સ્વગત) હું મળે જઉં ? ચોખો ચાંપી જોઉં ? (નરવસ થતો) નહિ બાવા હિમ્મત નથી થતી. લાવની બીજું લખીજ મોકલું ? 'ટેલીગ્રાફીક' સંદેશો ચલાવું. (બોલતો જઇ લખે છે) વ્હાલાં મીસ શ્રોફ. મારા પ્યારના ઉભરા સાથનું કાગળ તમે વાંચ્યું તે માટે બેહદ ખુશી છું. તમારી નજદીક આવતાં મને શરમ લાગેચ, તે કાગળનો જવાબ લખી મોકલો, 'પ્લીઝ' લી૦ હો૦ હો૦ (મોટે) પીટર, પીટર એ કાગજ બાઇકુ દેવ, જવાબ લાવ.

**પીટર**—સૉબ વ્હો ટીપ ?

**હોમી**—અચ્છા. અમ અભી દેતા. જલ્દી જાઓ.

(પીટર કાગળ લઇ જઇ બચાંને આપે છે. બચાં વાંચે છે. નખરાં કરતી મુગે મ્હોને જવાબ લખે છે, ને પીટરને આપે છે, તે હોમીને આપતાં તે વાંચે છે)

**હોમી**—(વાંચે છે) મારા સૌથી વ્હાલા હો હો. તમારો પ્યાર હું ખરા જીગરથી સ્વિકારૂંચ, (મનસે) હૂરેરેરે ! (વાંચે છે) પણ તમારી આગળ આવતાં તમારા કરતાંબી મને વધારે શરમ લાગેછ. હમો બંદ ગાર્ડન પાસેના બંગલામાં રહીએછ, ત્યાં ડૉ૦ હીરજીભાઇ શ્રોફને મળવા આવશો તો હું ત્યાં મળશ. લી. તમારૂં વ્હાલું જીગર. (મોટે મનસે) બરાબર

એજ મારી સ્વિટી, સ્વપ્નાની બ્યુટી. ડૉ૦ જીજીભાઇ ઓફની એ હવે દીકરી. ડોકટર પાસે ધસી જતાં વાર શું? કોઇબી દુઃખનું નામ દઇને તેની સામે ધસી જઇશું; પછી ત્યાં કેમ આગળ વધવું તે બંદાનું કામ છે. (લખેલું કાગળ પીટરને આપે છે) પીટર લેવ વો બાઇકુ દેવ.

**પીટર**—આરી આપુનકુ કયા પોસ્ટમેન સોમજા? ટીપ લાવ. પહેલે ટીપ લાવ.

**હોમી**—અંહ! છુટા નહિ હય. દેખો હમને એ કાગજમેં બાઇકુ લીખા હય કે તુમકો બોત બડી ટીપ દેયગા.

**પીટર**—અયસા? અચ્છા ફીર હમ લે જાયગા.

(પીટર કાગળ બચાને આપતાં તે ફીસ લઇ વાંચે છે.)

**બચાં**—(વાંચે છે) મારા વ્હાલા જીગર, તમારૂં પ્યારભર્યું કાગળ મલ્યું

હું ખુશીથી ઘેલો બની ગયોછ. પહેલી તકે હું તમારે બંગલે દોડયો આવશ. (મનસે) દોડી આવશે તો થાકી જશે. ગાડી યા મોટરમાં કાંય નથી આવતો? (મોટે) "ડૉ૦ જીજીભાઇને મલશ, ત્યાં તમે મને જરૂર મળજો. લી. હો. હો. (મનસે) લેવ, સામેથી મારા ઘેરનાઓ આવતાં જણાયચ; હું જાઉંછ, જરૂર બંગલે આવજો.

(ફ્લાઇંગ કીસ કરી જાય છે)

**પીટર**—બાઇ સાબ, વ્હો કાગજમે લીખા હય વ્હો હમારી ટીપ?

(બચાં ટીપના પૈસા આપી જાય છે. પીટર હોમીને પકડેચ.)

**પીટર**—અબી તુમ ટીપ દેવ.

**હોમી**—તુમકો બોલાની અમારા પાસ છુટા નહિ હય. દુસરી વખત દેંગા હં? (પીટર જાય છે હોમી ખુશી થતો જાય છે) હવે તો હા હા, કેવી મજા છે? લોઢું ગરમ થયુંચ તેટલાં તેને ટીપવામાંજ લાભ છે. હું એનું મકાન શોધી કાઢી તેના પગ પાસે પડી મારો પ્યાર જાહેર કરસ. જોઇએ નસીબ શું યારી આપેચ તે? મારૂં નસીબ એવું કમબખત છે કે—

### ગાયન.

છે આ મારૂં નસીબ કોરૂં, જાણે અડીયલ ઘોડું
ઠોકર ખાઉં યાર,—હું ખરેખર.
વહાણ હંકારૂં મારૂં, સુકાન થાય છે આડું
બુરો થાય અવતાર.
વસુ હું ત્યાં બધે થઇ જાય ઉંધુ.
દૂધ લેવા જાઉં, હું કોઇ ઘર, મરી જાય તેની ગાય.
લેવા જાઉં જો કોઇને ઘેરે અગ્નિ,
ઘર જાય તેનું સળગી, એમ નસીબ ઉંધું થાય.

### કોરસ.

જાઉં હું જો મારી વ્હાલીને ભેટવા
હાજર હોય તેનો બુઢો ત્યાં બસ મને ઝપેટવા.
હાડકાની ખરાબીનો વિચાર કરૂં
સાહેબજી સલામ કરીને ભર્યા તોરમાં ખરૂં.
વાત કરૂં હું બૈરી સાથ, ધણી ઘૂરકવા માંડે
કોઇની બેહેન તરફ જો જોઉં ? તેનો ભાઇ ડોળા કાઢે.
(જાય છે)

---

## અંક ૧ લો—પ્રવેશ ૩ જો.



### સ્થળ—સોહરાબશાહના મકાનમાંનો સીટીંગરૂમ.

(રાતનો વખત. બહાર તુફાન સાથે વરસાદ વરસતો જણાય છે. સર સોહરાબશાહ કારભારી હીરાજી સાથે ટેબલપર પોતાનું કામકાજ આટોપતા જણાય છે. ભીખો સારા ટેસ્ટદાર પોશાકમાં શેઠની બાજુમાં ઉભો છે.)

**હીરાજી**—સાહેબ હું ધારૂંચ કે ગીયા મહિનાનો હીસાબ તમે તપાસ્યો હોશે ?

**સર સોરાબ**—(હીસાબને લગતાં કાગળો તપાસતાં) મી. હીરાજી, તમારો હીસાબ મેં તપાસીયોછ ને તે બરાબર જણાય છે. તમારા કામથી હું ખરેજ ખુશી છું. આપરી એસ્ટેટના દરેક ભાડુતો તરફથી તેમજ ઘેરના માણસો તરફથી

ગરીબો તરફના તમારા માયાળુ સ્વભાવની મેં તારીફ સમજીછ. તમારા જેવા ખાત્રીપૂર્વક અને મારા મન ગમતા મેનેજર મેળવવા માટે હું મગરૂર છેઉં, તેથી તમારા કામની કદરશનાશીમાં તમારા પગારમાં આજથી સારો વધારો કરી આપુંચ.

હીરાજી—સાહેબ, એક નોકર તરીકે માલેકની નિમકહલાલીથી નોકરી કરવાની મારી ફરજ છે, અને તેમ કરવાને હું સત ધરમથી બંધાયલો છેઉં. તમો સાહેબે મારે માટે સારા સખુન કહી મારી જે કદર કીધીછ તે માટે હું આપનો ઉપકારી છેઉં.

(સર સોહરાબશાહ કાગળો વાંચતા જણાય છે. હીરાજી લખવામાં રોકાય છે.)

ભીખો—(સ્વગત) નખોત ગીયા શેઠ અને વાણોતર એક મેકની તારીફ ગાઇ રહ્યા છે, અને અહીંઆ મારૂં પાકીને પલેથર થાયછ; એબી નસીબની વાત છે. ત્યારનું મારૂં ગળું સુકકુંટસ થઇ રહ્યું છે, તેની કંઇ એ લોકોને કદર છે? આય મેનેજર તદન ખોચીયું મુવોચ. આજના વખતમાં નિમકહલાલીથી તે કંઇ નોકરી કરવાની હોય? અરે મને ફકત એકજ મહિનો આય મેનેજરની જગા મળે તો નિમક હલાલીથી એવી નોકરી કરૂં કે, આય બુઢાની તીજોરીનું તળીયું તદન સાફ કરી, એને પવન પૂલને પાવડેજ ચહડાવી દેઉં, કે એબી મને યાદ કરતો રહે.

સર સોરાબ—હીરાજી, કેટલાંક ભાડુતો તરફથી, તેઓની હાલત બતંગ હોવાથી ભાડું ઓછું કરવાની મારી ઉપર આય અરજીઓ આવેલી છે. તેપર મેં સહી કીધેલી છે. તે જોઇને આય મહીને તેઓ પાસે ભાડું ઓછુંજ વસુલ કરજો, અને આપરી ૩૨ નંબરની ચેહેલીપર રેહેતા કેટ-લાક કામદારોની નોકરી જતી રહેલી હોવાની તેઓ બેકાર બન્યાછ; અને તેથી ચઢેલું ભાડું આપી શકવાની તેઓની ગુંજાસ નથી, માટે તમો જઇને તે લોકને કેહેજો કે શેઠે તમારા ત્રણ મહિનાના ચઢેલાં ભાડાં છોડી દીધાં છે; અને તેઓને પુછી જે ઘટતી તેહેકીક કીધા પછી તેઓ માટે જોઇતો અનાજ આપરાં દાણાવાલાને ત્યાંથી મારા હિસાબે

ભરાવી આપજો. મારા શએતા મુજબ હું તે લોકની જાતે મુલાકાત લેઉં તે આગમજ, આય મારો હુકમ તુરતજ બજાવશો તો હું ઘણો ખુશી થવશ.

હીરાજી—આપ સાહેબનું ફરમાન, તુરતજ બજા લાવવામાં આવશે, તે માટે આપ બેફીકર રેહેશો. (ભીખો સાંભળે તેમ સ્વગત બોલે છે.) વાહરે વાહ! ખરેખર પારસી તારૂં બીજું નામ સખાવત છે. સર સોરાબશાહ તાહારા જેવા હાતમ દિલના શેઠયાઓની આજના વખતમાં, આપણી પારસી કોમને ઘણી મ્હોટી જરૂર છે. શ્રિમંત શેઠયાઓ ગરીબ ભાહુતોથી વસાયલી, તમારી માલેકી હેઠળની ચેહેલીઓની જાતે મુલાકાત લેઇ, સર સોરાબશાહ માફક ગરીબ હમદીનોને જો રહાય થઇ, તેઓના જીગરને સંતોશ આપશે તો ગરીબોની આંતરડીની દુવા લેવા સાથે, મ્હોટું પુન હાંસલ કરશે.

ભીખો—(સ્વગત) જો કે હું પુરેપુરો બદમાશ છેઉં, અને મારા ધંધાની રૂએ બદમાશી કરી, લુટફાટ કરી, મારૂં આબરૂ ઇજ્જતથી ગુજરાન કરૂંછ. મેંબી ગરીબઇ વેઠેલી છે, તેથી હીરાજીનું કેહેવું મને તદન વાજબી લાગેછ. એમ તો જોકે હમણાબી હું ગરીબજ છેઉં, તે છતાં કોઇબી શેઠીયાઓ મારા જેવા લાયક માણસને મદદજ કરતા નથી, એબી નસીબની વાત છે!

સર સોહરાબ—(ઘડીયાળ જોતાં) આજે રાતની ગાડીમાં મુંબઇ જવાનું છે. નવ વાગી ગીયા, અને કલાકમાં સ્ટેશનપર જવું જોઇએ. (તપકીર સુંઘતાં નીચી નજરે) દોરાબ જા જલ્દી મોટર તૈયાર કરાવ, અને મને ખબર આપ.

ભીખો—વારૂં સાહેબ હમણાજ કહી આઉંચ. (સ્વગત) શેઠ પતશે તોજ બંદાનું નસીબ જાગશે? નખોત ગઇ શેઠની હીરાજડીત ડાબડી મારી આંખની સામે ચકકર ચકકર ફરીયા કરેચ. ખાસ્સી ૫૦૦ ની હોશે ખરી? પન હજુન સુધી એ મારા હાથમાં આવી નથી એબી નસીબની વાત છે. (જાય છે.)

હીરાજી—(નમનતાઇથી) આપ સાહેબને મે ખબર આપીચ તેપર હવે જરૂર ધ્યાન આપશો તો બહેતર. નહિ તો હાલમાં જે

નહાની નહાની ચોરીઓ ઘરમાં થાયચ, તેજ મ્હોટી ચોરીમાં બદલાતાં આપુંને ઘણું ખોવું પડશે; અને અઠંગ ચોર સાવ છટકી જશે.

સર સોરાબ—મેં એ બાબતમાં ડીટેકટીવ ખાતાના કમીશ્નરપર લખેલું છે. તેઓ એ બાબતની તપાસ કરશે, ને ઘરમાં ચોર કોણ છે તેને જરૂર શોધી કાઢશે. વારૂં લેડી રોશન પારટીમાંથી કેટલા વાગે આવશે તે તુને કહ્યુંચ કે?

હીરાજી—તમો જવાની આગમજ આવવાનું કહી ગીયાંચ સાહેબ!

સર સોરાબ—(મન સાથે બોલતા હોય તેમ જોરથી બોલે છે) ઘણું સારૂં. હું ધારૂંચ કે લગનની પારટીમાંથી દોડાદોડી કરીને જલ્દી નહિ આવે તો સારૂં (હીરાજીને) આય વખતે લેજીસ્લેટીવ કાઉનસીલ માટે મને કેટલા ઓટસ તમે મેળવી આપી શકશો તેની ગણત્રી કીધીચકે?

હીરાજી—તમારા ભાડુતો તેમ ઓળખીતાઓએ; પોતાના દરેક દરેક 'ઓટસ' તમારીજ તરફેણમાં આપવાનાં 'રિપલાઇ' મોકલી આપ્યાંચ. (ટ્રેમાં પડેલા કાગળનો ચોડો બતલાવે છે.)

સર સોરાબ—આય તમામ કાગળોની તમે 'સમરી' કરી રાખજો, કે મારૂં 'પોઝીશન' તે અગાઉથી ચોકસ કરી શકું. છતાં જો લેડી રોશન પોતાની ઓળખાન પિછાણમાંથી 'ઓટ' મેળવી આપવાની જેહેમત લેશે તો જરૂર હું બેઠક મેળવી શકશ. આજ કાલતો 'વોટ' કેનવાસીંગ'માં જ્યાં જ્યાં બાનુઓનો હાથ હોયચ ત્યાં જરૂર ફત્તેહ હોય છે.

હીરાજી—સાહેબ, લેડી રોશન બાનુ તો હાલમાં કેટલુંક થયું ઘણા ગમગીન થઇ ફરતાં ફરેચ. ઝાઝાં કોઇને મળતાં નથી, કે કેથે કોઇ સાથે ભેળાતાં નથી.

સર સોરાબ—તેવણુની ઉંઘમાં ચાલવાની આદત ફરી ઉભરી આવીચ, તેથી કદાચ 'ડલ' રહેતાં હોશે, એ બાબતમાં હું ડૉ૦ જીજીભાઇની જરૂર સલાહ લેવશ. આવતે અઠવાડીએ તો આપરે ત્યાં મેલાવડો છે, તેમાં ઘણા સારાં ફેમીલીઓને ઇજન કરવામાં આવેલાં છે, માટે બંગલાને ઘણુંજ

'હાઇ ટેસ્ટથી ડેકોરેટ' કરવાની સંભાળ લેજો. (યાદ આવતાં) વારૂં મી૦ એજન બામ ઉપર 'ઇનવીટેશન' કાર્ડ તમે મોકલ્યોછ કે?

હીરાજી—નહીં સાહેબ! બાઇ સાહેબ તેવણુ ઉપર 'ઇનવીટેશન કાર્ડ' મોકલવા ના કહેલું છે.

સર સોરાબ—(ઉતાવળથી) ના કહ્યુંછ? કાંય વારૂં? રોશન બાનુને તેમ કરવાનું કંઇ કારણુ?

(આય વેળા તપકીર ફરી સુંઘે છે. ભીખો તુરતનો દાખલ થાય છે, તેની નજર તેપર પડતાં તેના હાથ ચવળે છે.)

હીરાજી—તે તો કોણુ જાણે? મી. એજનનું નામ પોતાને હાથે છેકી નાખ્યું હતું.

સર સોરાબ—(મનસે હસતાં રમુજ લેતાં) એમ છે? કદાચ રોશન એજનને રેસીંગના અથંગ શોખિન તરીકે જાણુતી હોવાથી એની તરફ અણુગમો ધરાવતી હોશે. કેમજે રોશનને રેસીંગ તરફ ઘણો ધિક્કાર છે; પણુ એજન જેવા લાગવગીયા અને ઉલટમંદ જુવાનીયાની મને મારા 'ઇલેકશન'માં મદદની મોટી જરૂર છે. એવા માનસને તો આપરી પક્ષમાં ખેંચીજ રાખવો જોઇએ. માટે યાદ રાખીને મી. એજનને ઇનવીટેશન કાર્ડ જરૂર મોકલી આપજો.

ભીખો—(મોટે) સાહેબ, મોટર તૈયાર છે, અને બાઇજી પણુ આવી લાગાંછ.

સર સોરાબ—ઘણું સારૂં (હીરાજી તરફ ફરી) હું હમણુાજ મી. એજન માટે રોશન બાનુ સાથે વાત કરીને ખુલાસો માગુંછ. [ભીખો પોર્ટમેંટો લઇ વીંગ પાસે ખડો રહે છે; ને સુનાને ઇશારો કરે છે. લેડી રોશન ડૉ૦ જીજુ સાથે દાખલ થતાં તેમને રસ્તો આપે છે, રોશન આવતાં સમેત ઓવરકોટ કાઢી નાખે છે. તે ભપકાદાર ડ્રેસમાં જણુાય છે. દાખલ થતાં કંટાળેલી અદાથી કોચપર જઇ પડે છે, પાછળ સુના દાખલ થઇ મદદ કરે છે.]

ડૉ૦ જીજુ—સર સોહરાબશાહ, તમુને લેડી રોશન બાનુ માટે ખોટી થવું પડયું હોશે? પણ હું એમની તબીયતને સંભાળવા થકી મારી સાથે જલ્દીજ લેતો આવ્યોછ.

સર સોરાબ—ડૉકટર તમે મારે લીધે ઘણીજ તસદી લીધી? થેંક્યૂ.'

ડૉ૦ જીજુ—એમાં મારો આભાર સાનો સાહેબ? આજની પારટીમાં આખી રાત કયાંની કયાં પસાર થતે એવી 'જૉવીયલ કંપની' મળીતી; પણ લેડી રોશન બાનુ માથું દુખવાની, તેમજ હાર્ટમાં દુખારો થવાની 'કંપલેન' કરવા લાગાં, તેથી હું ઉતાવળે ઘેરે લેતો આયો.

સર સોરાબ—થોડા મહીના અગાઉ મોટરમાંથી ઉતરતી વખતે પડી ગીયાં અને મી૦ બેજન બામે સારવાર કીધી તે દિવસથીજ રોશનની તબીયત કદી સારી ચાલેલી મે જોઇ નથી. ડીયર રોશન, હમણા તબીયત કેમ છે?

રોશન—(કંટાળો બતાવતાં) ફક્ત માથું દુખેચ, બીજું કંઇ નથી.

સર સોરાબ—(ડૉકટર તરફ ફરતાં) ડૉ૦ જીજીભાઇ, આજનું 'ગેધ-રીંગ' ઘણું ભેગું હોશે? તમારો વખત પણ સારી રીતે પસાર થયો હોશે?

ડૉ૦ જીજુ—હાજી! આજ રાતનાં ગેધરીંગમાં ઘણાજ જોવા લાયક અને રમુજી જુવાનીયાઓ હુતા. તેમાં મી૦ બેજનજી બામે બધાંને ઘણીજ રમુજ આપી, ઘણાં હસાવ્યા; પણ લેડી રોશનને તે જરા થઇ ગમ્યું નહિ. કોણ જાણે, બસ મી. બેજનને જોતાંજ ગુસ્સે થઇ ત્યાંથી ઉઠી બીજા રૂમમાં જઇને બેઠાં.

સર સોરાબ—(ઉતાવળથી) એજ બેજીનો હું હમણા વિચાર કરતો હતો. (રોશન તરફ ફરી) પણ હું અજબ થાઉંચ રોશન કે તુને બેજનતરફ એટલો બધો અભાવ રાખવાનું શું કારણ?

રોશન—(ગુસ્સાથી ઉઠીને) સોરાબશાહ, મી. બેજનનો દરજ્જો આપણી બરોબરનો નથી.

સર સોરાબ—'હંબગ?' રોશન તું ભૂલ કરે છે, ભલા બેજનને ગેરઇનસાફ કરે છે. મારો જાની દોસ્ત મરહુમ પેસોતન બામ મારીજ સરોબરીનો હતો, તેનોજ દીકરો તે બેજન

છે. તો પછી તે આપણાથી ઉતરતી પંકતિનો કેમ કહેવાય? હું કબુલ કરૂં છું કે, એજન રેસીંગનો, કલબનો અને બિલીયર્ડનો શોખીન છે, તેથી તે કંઇ હલકો નહિ કહેવાય. એજન ઇંચે ઇંચ એક ગ્રહસ્થ છે.

**ભીખો**—શેઠ ત્રેનનો ટાઇમ થવા આયોચ. મોટર પણ તૈયાર છે સાહેબ.

(રોશન એજનની તારીફ સાંભળી બેચેન બને છે. આય વેળા બહાર તોફાન વધારે વધતાં બારીબારણા ખુલી જાય છે, અંદર પવનના સોસવાટા આવે છે.)

**સર સોરાબ**—હા ચાલો, રોશન આજની રાત તુફાની લાગેચ, સરદીબી ઘણી છે. માટે મારી ગેરહાજરીમાં તારી તબીયતની ઘણી સંભાળ રાખજે.

**રોશન**—આવી તુફાની રાત છે, તો તમે આજે રાતના મુંબઇ જવાનું માંડી વાળો, કાલે જજો.

**સર સોરાબ**—તેમ બને એમ નથી. ઘણુંજ તાકાદનું કામ છે તેથી મારે જવુંજ જોઇએ. મારી તું જરાબી ફીકર ના કર, નચીંતે રહેજે. (કપાળપર 'કીસ' લેતાં) હીરાજી ચાલો, દોરાબ તુંબી મારી સાથે સ્ટેશનપર ચાલ, કદાચ તારૂં મને કામ પડશે ડોક્ટર સાહેબજી.

(ભીખો ઓવરકોટ લાવી સર સોહરાબને પહેરાવે છે. દોરાબ તુ મારી સાથે સ્ટેશનપર ચાલ. સાહેબજી. સવે નચીંતે ઉંઘજો, મારી ફીકર ના કરતા. (સોરાબશાહ ડૉ. જીજીને શેકહેંડ કરે છે)

**ડૉ૦ જીજુ**—સર સોરાબશાહ 'વીશ યુ પલેઝંટ જરની'!

**સર સોરાબ**—'થેંક યુ! ગુડ નાઇટ એવરી બડી!

(સર સોરાબશાહ જાય છે)

**ભીખો**—શેઠ મને ત્રેનના ડબામાં સામાન ગોઠવવા કહેશે તોજ બે પૈસા ચાંઉ કરી દાબડી છૂ: કરવાની તક મલશે. (જતાં જતાં દાબડી પડેલીપર નજર પડતાં થોભી જઇ વિચારમાં પડે છે અને ઉંચકી લેતાં) અરે પણ ગજવામાં આવી એબી નસીબની વાત છે.

(બીજી ગમ ડૉ. ટ્રેમાં પડેલા કાગળ તપાસે છે. રોશન પોતાની સાડીપરથી સ્કાફ, બેલ્ટ, ઉતારેચ અને બીજા સોફાપર મુકેચ. તેમ કરતાં રૂમાલ નીચે પડેચ. ડૉ. જીજીના હાથમાં બેજનનું કાગળ આવેચ તે તપાસે છે.)

**ડૉ૦ જીજુ**—આય શું? મી. બેજન બામને ત્યાંનું કાગળ જણાયછ. હું ધારૂંચ તેણે તમારૂં 'ઇનવીટેશન' કબુલ કીધુંછ.

**રોશન**—(ગુચવાય છે) હોયબી. મેં હજી કાગળો જોયાં નથી. (બાજુ) 'ઇનવીટેશન' કાર્ડ તો મોકલ્યો નથી, ત્યારે આય કાગળ શાનું હોશે? (પોતે બેજનનું કાગળ લઇ લે છે.)

**ડૉ૦ જીજુ**—રોશન બાનુ મને માફ કરશો? બેજન બામ તરફની તમારી અણગમતી લાગણી હું સમજી શકતો નથી. આજે તમે લગનની પારટીમાં જે રીતે તેની તરફ અણગમો બનાવ્યો, તેમાં ખુલ્લું અપમાન તો નહિજ વતું, છતાં મારી આંખો કેહેચ કે તમે તેનાથી કંઇક ડરોછ.

**રોશન**—ડૉકટર તમે અમારા ઘણાજ ભલા ને દિલસોજ દોસ્ત છેવની? (તે હાનું ડોકું હુનવી "હાજી" કહે છે) ત્યારે હું માંગી લેઉંછ કે હવે પછી કોઇબી વખતે મી૦ બેજનનું નામ મારી પાસે ના લેતા.

**ડૉ૦ જીજુ**—(માથાપર પસવારીને) રોશન બાનુ ગુસ્સે ના થાવો. મને તમારી કોઇબી વાતમાં માથું મારવાનો જરાબી હકક નથી. (સ્વત બીજી ગમ જઇને) ઓરત જાતમાં સમાયલાં ગુણ અને દોશ,–જેવાં કે, દુ:ખ, મોહબત, અને ધિકકાર અથવા વિરોધ એક જગે સામટાં રહેછ, તેવાં કોઇ પ્રાણીમાં રેહેતાં જોયાં નથી. અમારા બાંધેલા કાયદા કરતાં સ્ત્રીની નજરમાં વધારે સત્તા ભરેલી છે; અને ઓરત જાતની આંખોથી જેટલી બિહીક ઉપજેછ તેટલી કસાથી મને ઉપજતી નથી.

**રોશન**—(દિલગીરી બતલાવતાં) ડૉકટર મે તમુને નારાજ કીધા હોય તો માફ કરજો, પણ તમે મુગા કેમ ઉભાછ?

**ડૉ૦ જીજુ**—હું હવે ઘેર જવાનો વિચાર કરતો હતો. તમે નિરાંતે સુજો. મગજપર કોઇબી વિચારના બોજા વિના સુસો તો સહવારે ઘણાજ તંદરોસ્તી સાથે ઉઠશો. હવે મને જવાની રજા છે?

**રોશન**—હા, સીધારો; હું પણ થાકી ગેઇછ, તેથી જલ્દીજ સુવા જવા માંગુછ. ડોકટર સાહેબજી.

(મીઠાસ સાથે શેકહેંડ કરી ડોકટરને વિદાય કરે છે. રોશન છુટકારાનો દમ ખેંચે છે)

**રોશન**—(રોશન આ વેળા પોતાની 'મેનસ' એકદમ ચેંજ કરી ગુસ્સામાં આવી, ખુરસીનો ટેકો લઇ ઉભી રહે છે.) આખરે હું એખલી પડી! નહિ તો હું નિસોસ થઇ પડી જતે. (કાગળ છુપાવેલું કાઢી જોતાં) એજને મારી ઉપર કાગળ મોકલવાની હિમ્મતજ કેમ કીધી? બીજાઓને પ્યાર—મ્હોબતની યાદ કેટલી વ્હાલી લાગેચ? તેને બદલે મનેતો દુઃખ પર ડહામ આપી સંતાપેચ. એ ઇચ્છતો હશે કે મારા પ્યાર થકી એ પોતે કેટલો દુઃખી થાયછ તે હું આય કાગળ વાંચી જાણી શકું! (ગુસ્સાથી) પણ તેને મારા સુખનો ખ્યાલજ નથી. (પરબીડું ઉખેડી કાઢતાં) એમાં શું લખ્યું હોશે? (ઉઘાડું કાગળ જોતાં) તે મારે વાંચી જાણવું જોઇએ. (મનમાં વાંચી હથેળીમાં કાગળ ચુંથી નાખેછ) હવે હું શું કરૂં! એના એવા કાગળો વાંચતાં મારૂં દિલ નરમ પડતું જાયછ. મારૂં જીગર ખોટે રસ્તે દોડતું જણાયછ! ઓ ખુદા! મારા દિલમાંથી એવા બુરા ખ્યાલો દૂર કરી મને શાંતિ આપ. મારા ખાવિંદ તરફની વફાદારી જાળવવાની મને શક્તિ આપ (ઘરેણા વગેરે ઉતારી મુકતાં) આજે કુદરતી મારૂં જીગર કંઇ ધડકાયા કરેછ! આજે મને ઉંઘ આવે તેમ જણાતું નથી. સુનાને આજે મારી સાથે મારા રૂમમાં સુવાડું તો ઠીક થઇ પડશે. (જાય છે.)

(બહારથી બારી ઉઘડતી જણાય છે. પરદો ખસતો જણાય છે, એજન બારી વાટે અંદર આવતો દેખાય છે. એજન પોતાનો ઓવરકોટ ઉતારી બાજુએ મુકે છે.)

**બેજન**—(સ્વગત) આય મેહેલના દરેક રસ્તા બચપણથી મારા પગ તળે આવી રહ્યાંછ. કોઇના ઘેરમાં મધરાતે ચોરી છુપીથી દાખલ થવું એ ઘણુંજ ખોટું અને હેમાકત ભરેલું છે; પણ બેજન તું શું કરે? તારૂં જીગર તારા હાથમાં નથી. લોકો કહેચ કે "પ્યાર આંધળો છે." ખરૂં છે–તું ડાહયો છતાં દિવાનો બન્યોચ, તેથીજ આજે રાતે પારકા ઘેરમાં બીજાની પરણેતરને તેની મરજી વિરૂધ મલવા આવવાની બેવકુફી કરી રહયોચ! (જમીનપર પડેલા સ્કાફ અને બેસ્ટપર નજર પડે છે, તેને ઉંચકી પ્યારથી ચુમે છે.) હા, આયજ સ્કાફ! આયજ સ્કાફ વ્હાલી રોશનના દિલપર તેં જોયોતો, તે તુને કેટલો બધો વ્હાલો લાગેચ? (તેને મ્હોનાપર દાબે છે, પછી રૂમાલ ઉંચકે છે) આય એનોજ મઘમઘતો રૂમાલ. બસ! આય વ્હાલીની દરેક ચીજો જોતાંજ તું દિવાનો થાયચ! તો તેની હાજરીમાં તારી હાલત કેવી થશે! (બધું પાછું ગોઠવતાં) નાઉમેદીએ મને ઘેલો બનાવ્યોચ! રોશન મને જોતાંજ દૂર નહાસેછ, કમકમીને વેગળી થાયચ! (મનપર કાબુ રાખી દાંત પીસતાં) એની એવી ઠંડી લાગણી છતાં બેજન તુંજ તણાઇને એની આગળ ને આગળ આવેછ; તૂને તારૂં કિસમત તેના પગ પાસે કોઇ છુપી ખેંચાણ શકિતથી દોરવી લાવેચ. બેજન તું નાચાર છે! પ્યારનો ગુલામ છે!

## ગાયન.

**બેજન**—

હીન થયો હોશ ભૂલી, દિલ જલે જુવાનીમાં
જોઇ આંખોથી ન મરો, અરે જુવાનીમાં.—
અંધ બની પ્રેમને વશ, મર્દ બને નારને વશ
તે સજા ભોગવી—ખાક કરે જુવાનીમાં.—
હોશને આખરીએ, ધૂળમાં ગુમાવી ફિરવી,
જોઇ આંખોથી ન મરો, અરે જુવાનીમાં—

(રોશન જે તરફના રૂમમાં ગઇ તે તરફ બેજન મકકમ કદમે વધે છે, તેટલાં ભીખો દાખલ થઇ, બેજનને જોઇ બધું પામી જઇ ખુશી થાય છે.)

**ભીખો**—વાહ એમી ઠીક. અહીં તો કેથી એમ વાત છે? હુંજ એખલો આય ઘેરનો ચોર નથી, પન બીજોબી એક ચોર અત્રે દાખલ થયોચ. ભીખા જયારે તુંને પૈસાની ભુખ છે! ત્યારે પેલાને હવસી પ્યારની તલબ છે. એકના હાથમાં સહુ કંઇ રહેશે! બીજો હવામાં બાચકાં મારી બેહોરમત બનશે! ભીખા આગળ વધ! આજે આય ઘેરમાં ઠીક લાગ છે. એબી નસીબની વાત છે.

ગાયન.

**ભીખો**—

મુજ બાજી છે રંગ ભરેલી—
સીફતથી જોર કરેલી,
દંગ બનીને રંગ જમાવી, હાથ કરૂં ઘરબાર.
સિફતથી મેળવી ભેદોને જેરવી
સંભાળી કેળવી, ચલાઉં સેતાની ચાલ.
આ સાચ્ચી દુન્યા, જોવા જાશો (તો) ખોશો ઇતબાર—
ફરેબથી ફેરવી, બાજીને કેળવી
કુંચી કળ ફેરવી, બતાઉં સેતાની ચાલ.
ધોત્તા ધાત્તા, કોરી ખાશો (તો) જોશો પુરો સાર.
(પાછળ પાછળ જાય છે.)

---

## અંક ૧ લો–પ્રવેશ ૪ થો.

—:૦:—

**સ્થળ–ડૉ૦ જીજીભાઇના ઘેરનો એક ઓરડો.**

(અંદર દાખલ થવાનો એક દરવાજો. તેમ ઓરડા અંદર જવાનો બીજો દરવાજો. જેને અંદરથી બોલ્ટ મુકેલો જણાવો. હોમી ધીમે પગલે દાખલ થાય છે)

**હોમી**—આખરે પત્તો મલ્યો, હવે હું મારી સિવટીને જઇ મળી મારો ઉભરો ખાલી કરી મારી આશાના વેલાને ઉમેદની વાડઆર ચઢાવી દેવસ. (સામે ફરી જોતાં) પન આય કોણ આવી રહ્યુંચ? અરે આયતો પેલો રિફ્રેશમેંટ રૂમમાં મળેલો એકેપાઇ અહીં આવતો જણાયચ. દીકરા હોમી કેથે છુપાઇ

જા, નહિ તો તારો હુરીયો કરી તુને અહીંથી નહસાડશે (વિચારી) તે કરતાં છુપાઇ સાંભળું તો ખરો? એનું અંહી શું કામ છે?

(રામલા સાથે ફ્રેદુન દાખલ થાયછે, હોમી છુપાયછે)

રામલો—શેઠ અંદર આવીને બેહો, શેઠને મોકલતો છું.

ફ્રેદુન—છોકરા તારૂં નામ શું? તું કોઇ ભોલો ને ભલો દેખાયચ?

રામલો—હા છેટ હા, તમે કેમ પારખેલું?

ફ્રેદુન—તારા ખુબસુરત ચેહેરા ઉપરથીજ તો. વારૂં ઘેરમાં કોણ કોણ વસેચ?

રામલો—એક તો મારા છેટ દાકટર છે, તેમના દીકરી છે, શેઠના બેહેન છે, બંધા મળી મારી સાથે ચાર જણા છે.

ફ્રેદુન—ચાલ જલદી મારા આવવાની ડોકટરને ખબર આપ.

રામલો—શેઠ તમુને શું થતું છે? કાંઇ પેટમાં વાઇ તો નથી, પેટમાં દુખતું તો નથી? કંઇ પગે વાગું તો નથી?

ફ્રેદુન—હું કંઇ દરદી નથી. હું તો તારા શેઠનો જમાઇ થવાનો છેઉં. જોની રામલાં હવે હું મારા ભવિષનાં સસરાને મળી મારી ઉમેદવારીની સરટીફીકેટ રજુ કરી, મારી પોતાની સરવીસ એમની દીકરીને સંપુરદ કરી, જીંદગીની પાર બાંધી દેવા માંગુચ; તું કંઇ સમજ્યો કે?

રામલો—એમ? એમ? પન હું તમારી ભાછા બરોબર નહિ સમજેલો. વારૂં છેટ તમે સાથે લાઇછન પન લાવેલા કે?

ફ્રેદુન—અરે લાઇસન્સ સાનું?

રામલો—જ્યારે તમે સરટીફીકેટ લાવેલા ત્યારે મારા શેઠ તમારૂં લાઇસન્સ પન જોવા માંગસે. કેમકે મારા શેઠ શોફરને રાખે ત્યારે તેનું લાઇસન બરાબર તપાસેચ.

હોમી—(સ્વગત) વાતતો કેથી ઉડી દેખું? લાલાજીતો અહીં શાલપામરી ઓઢવા પેધા પડયાચ. ઠીક છે હવે મારી સાથે કામ છે.

ફ્રેદુન—જોની, ડોકટર સાહેબ મારા પપાનાં ઘણા મોટા દોસ્ત, તેથી પોતાની એક પુરી બેટીનો હાથ મારી કમબખત જીંદગી સુધી સાથે બાંધી આપવા નકી કીધુંચ. તેવણ મને પુરે પુરી

રિસપેકટ આપશેજ, જા તું તેમને કહે કે ફરેદુન ટીટીના આયાચ. (રામલો અંદર જાય છે,)

હોમી—(સ્વગત) હવે આ ફરેદુન ટીટીના–વિટીનાં નંગનું શું કરૂં ? એને જો નહસાડી શકવાની બાજી રમુ તોજ એ પિડા પતે ને મારી મેહેરના દિદાર નજરે પડે.

ફરેદુન—( કાગળ કાઢી જોતાં) મારા પપાએ આય ઇનટ્રોડકશન કાગળ આપ્યુંચ તેમાં શું લખેલું હોશે ? (ફેરવી હેરવી જોયછે.)

હોમી—( સ્વગત ) પોતાની ઓળખ આપવા એ ઇનટ્રોડકશન લેટર લાવેલો દેખું ? ત્યારે તો એની અત્રે પેહેલી મુલાકાત હોશે ? બુઢો ઓય આવશે ને મળશે તેટલાં આય ઓરાંગઉટાંગને પટાવવા બાજી રમવી જોઇએ. પેહેલે કોઇ જોય નહિ તેમ બુઢાને અંદર આવવાનું બારણું 'લૉકઅપ' કરૂં. (રામલો જે બારણે ગયો તે ધીમેથી બંધ કરે છે.)

હોમી—( સામે આવી ) તમારો તાબેદાર સેવક તમુને સેજદો કરેચ.

ફરેદુન—સેજદો ! ( સ્વગત ) અહીંના લોકો સલામ કરવાને બદલે સેજદો કરતા હોશે ! એ અહીં કહાંથી ?

હોમી—આખરે તમે મને શોધી કહાડયો ખરો ? વારૂં મે મારા માનસ પાસે તમારીપર પાંચ રૂપીઆની નોટ મોકલી તે મળી ગઇ હોશે ?

ફરેદુન—(અજાયબીમાં) હું કંઇ રૂપીઆ માટે આયો નથી.

હોમી—હું ધારતો તોજ કે તમે એટલા અધીરા નહિજ હોશો ? ત્યારે મારી મુલાકાત લેવાનો કોઇ મોતેબર સબબ હોશે ? જરા અહીં ખુરસીપર બેસો !

( ખુરસી લાવી આપી તેના પગપર જોરથી નાખે છે, તે બુમ પાડેચ.

ફરેદુન—અરે એ શું કરોચ ? (પગને દાબતાં) તમે શું અત્રે રેહવોચ ?

હોમી—હાજી, હાજી, હું ડો. જીજીભાઇનો ભત્રીજો થાઉં, તેથી અત્રે રેહઉંચ. ડો. જીજુ ઘણાજ અગત્યના કામમાં રોકાયલા છે.

ફરેદુન—કોય દરદી સાથે હોશે ? કોઇને ઓપરેશન તો નથી કરતાં ?

**હોમી**—તેવુંજ કંઇ ગંભીરછે. હાલમાં એવણ સર સોહરાબશાહ ચીનાઇ સાથે પોતાની એક પુરી બેટી મીસ મેહરને પરણાવવાની વાતચીત કરવામાં રોકાયાચ.

**ફરેદુન**—(અજાયબીથી ઉભો થાય છે) શું મીસ મેહેર સર સોહરાબશાહ સાથે પરણવાની છે?

**હોમી**—તમે નહિ જાણુતા કે? પણ નવા સવા આયા હોસો? પન તેમાં તમારો શું વાંક? ડોકટર પડયા ચકરમ, તે ચકરમની ચેકે પાઇ દીકરીની તરેહવાર વાતો ગામમાં થાયજતો. તમુને ઉતાવળ નહિ હોય તો અહીં નચિંતે બેસો, હું ધુમ હસવાની વાત કરસ.

(ફરેદુનને બેસાડતાં ગબડાવે છે. તેથી તે સંભાળીને બેસે છે. તેની નજીક હોમી પોતાની ખુરસી તાણી સતામણી કરતો બોલે છે.)

**ફરેદુન**—(મનસે) આય ગામના લોકની રીતભાત મને કંઇ સારી દેખાતી નથી!

**હોમી**—જુઓની, મારા કાકાજીએ થોડા દિવસપર કોઇ ટીટીના નામના બુઢા બુબીના દીકરા ફરેદુન નામના સાથે મારી કઝીનને ગોઠવવાનું નકકી કીધું હતું. તેની અત્રે આવવાની વાર કાગડે ડોળે જોતા હતા. પણ તેટલાં અત્રેના જાણીતા સર સોહરાબશાહના પૈસાપર મારા કાકાનો ડોળો બોભાયો; અને મારી કઝીન તે બુઢાના પ્યારમાં માથાથી પગ સુધી ગરક થઇ ગેઇ, એટલે બુઢોતો લેલેગુરા સાથે નાચવા લાગો, તેથી મારા કાકાની દિયાનત સાફ ફરી બેઠીચ. (આ વાત દરમ્યાન ફરેદુન દરેક બોલપર ચીરડાટ, નાસીપાસી દર્શાવે છે). મેતો આય ટીટીના માટે એવું સાંભળ્યુંચ કે તે તદન બુબી, બેવકુફ ને ઓરાંગઉટાંગ જેવો છે.

**ફરેદુન**—(ઉછળી) આય ફરેદુન ટીટીના એટલો બેડોળ છે? પછી? પછી?

**હોમી**—એથીજતો મારા કાકા તેને અત્રે આવેલો જોતાં તેનો હુરીયો મારી પાસે કરાવવા માંગેચ. (આય વેળા હોમી ધુમ હસેચ. તેને હસતો જોઇ ફરેદુન ઉશ્કેરાઇ અકરવકરમાં પડેચ. તે દરમ્યાન ઇનત્રોડકશન લેટર પડી જાયચ, તે હોમી ધીમેથી ઉપાડી ઉંચકી લેચ.) હા હા હા કેવી મજા પડશે, સમજેચની?

**ફરેદુન**—(ખોટું હસતાં) હા હા ઘણી ગમત પડશે. (બાજુ) અત્રેના લોકો તો તદન બેવકુફ ને મેનરલેસ જણાયચ (હોમીને) પન જો એ ફરેદુન તમારી વાત જાણશે ત્યારે તમારી સાથે ધુમ હસવામાં ભાગ જરૂર લેશે અને કેસરી પાક જરૂર જમાડશે.

**હોમી**—(ધકકો મારતાં) એ ધધેડો શું કરી શકશે? પેહેલે તો હું તેનું લાંબુ નાક ખેંચી કાઢશ ને આખે ઓરડે દોડાવશ. કેમકે લાંબા નાક વાલા માણસ ઘણાજ બેવકુફ, અકકલહીન, ગાંડા હાથી જેવા હોયચ (લોલતાં ફરેદુનનું નાક પકડી તાણેચ) અરે–અરે–અરે? તમુને કોઇ નાકપકડુ કહેશે. તેના બદલે મારૂં નાક સાનું ખેંચોચ?

**હોમી**—એ તો હું પ્રેકટીસ કરૂંચ, તેનું તમે મનમાં ના લેતા!

**ફરેદુન**—(મનસે) આવા બુબીઓના ઘેરમાં બેસવામાં જરા શોભા નથી (મોટે) હવે હું જતે. પાછો ફરીથી ફેરો મારતો જવશ.

(અંદરથી જીજીભાઇ બારણું ઠોકેચ)

**હોમી**—તે તો ઓર બહેતર, તમે ફરી તાજી હવામાં ફરી પધારજો, સાહેબજી (સ્વગત) બુદો બારણું ઉઘાડવાના ફાંફાં મારેચ; હવે એ પતે તો સારૂં. (મોટે) માસ્તર સમજોચ કે? જમવાનો ઓય વખત થશે ત્યારે આવજો, હું તમુને મારી સાથે ખાણાપર ખુબ જમાડશ. તેટલાં ટટા! ટટા!

(ફરી બારણું ખખડાય છે)

**હોમી**—હવે તમે પતો. (સ્વગત) નખોત ગીયો બુદો તો ઉતાવળમાં પડયોચ (મોટે બોલી પાછળથી ધકેલો મારી) જલ્દી વેકો, અહીં બીજાં ઘણાં કામકાજ પડયાંચ (તેને ધકેલા મારી કાઢે છે) મેદાન સાફ થયું, ચાલો હવે બુદ્ધાને ઠેકાણે લગાડવો પડશે.

(અંદરથી બારણું ખોલતાં ડૉ. જીજીભાઇ દાખલ થાય છે)

**ડૉ૦ જીજુ**—(શેકહેંડનો હાથ લંબાવતાં) માય ડીયર ફરેદુના ટીટીના, હુ તમુંને જોવા નેહાયત ખુશી છું, તમુને ઘણા ખોટી કીધા? (પાછળ ફરી જોતાં) પન આય બારણું અંદરથી કોણે બંધ કીધું હતું?

**હોમી**—હા હા હા હા! મેંજ બંધ કીધું હતું સાહેબ!

**ડૉ૦ જીજુ**—તમે? કાંય? શું કામ?

**હોમી**—ફક્ત રમુજ ખાતર. મેં ધાર્યું કે તમુને બનાઉં, કે તમારા ઘેરમાં દાખલ થઇ હું કેટલો બધો તમો લોક સાથે ભેળાઇ ગયોચ તે?

**ડૉ૦ જીજી**—(તેનું મોહોનું જોઇ સ્વગત) રમુજ ખાતર એણે મને અંદર રોકી રાખ્યો? કોઇ અજબ માણસ લાગેચ. (મોટે) ચાલો તમે ભલે આયા હું ઘણો ખુશી થયો.

**હોમી**—તમે હવે મારે માટે જેમ જેમ જાણશો, તેમ તેમ ઘણા ખુશી શું, પણ મારા જેવો જમાઇ સહુ કોઇને મળે એવી દોઆ ગુજારશો?

**ડૉ૦ જીજી**—મી૦ ફરેદુન તમારા ફાધર સહુ સહુ કોઇ સારી પેઠે હોશે?

**હોમી**—હા સાહેબ, ફાધર મધર સહુ સારી કાની છે.

**ડૉ૦ જીજી**—મધર? તમારાં મધર તો ગુજરી ગીયાંચ?

**હોમી**—હં-હં-હં-તમે મધર સમજ્યા? હું તો બ્રધર કેઉંચ, બ્રધર.

**ડૉ૦ જીજી**—તમારા બ્રધર કયાંથી આયા?

**હોમી**—(સ્વગત) કાચું કપાયું, હવે ફેરવી તોલું. (મોટે) જીવનીજી મારા બાવા, તે દહાડે મારી સાથે ચીરડાઇ ગીયા; ને બીજો દીકરો કરી લેવા માંગેચ. મારા બુઢા પપાએ આય બલેક એન્ડ વ્હાઇટમાં તમારી ઉપર મારી નેક નામીનુ બલેક એન્ડ વ્હાઇટમાં ભલામણ પત્ર આપ્યુંચ, તે વાંચીનેજ ખાતરી કરી લેવાની?

(ફરેદુનનું પડાવેલું કાગળ આપે છે.)

**ડૉ૦ જીજી**—'ઇનટ્રોડકશન લેટર' પન લાયાચ કે? (લે છે)

**હોમી**—(સ્વગત)અંદર શું ભૂસી મારીયુંચ તે મારી બલા જાણે? આય નામચીન ટીટીના ફેમીલીની બારાખડી પન મને ખબર નથી.

**ડૉ૦ જીજી**—(વાંચે છે) વ્હાલાભાઈ ડૉ. જીજીભાઇ જોગ, આય કાગળ તમારા હવે પછીના થનાર જમાઇ માટેની લાયકાત જાણવા પુરતું ગણશો. હું ધારૂંચ તમો અને તમારી બેટી મારા બેટા સાથે મુલાકાત કરવા ઘણા ખુશી થશો? મારા દીકરાની આગલી બેવકુફ 'હેબિટસ'માં હાલ ઘણો સુધારો થયોચ. (હોમીનું મ્હોડું જોઇ મનસે) દેખાવપરથી કંઇ જાણાતું નથી? આગળ

વાંચુતો ખરો (વાંચે છે) મારા દીકરા સાથે નરમાસથી વરતજો, એની નાદાન 'મીસ્ચીફ'પર દરગુજરની નજરે જોજો; તમારા પુરાણા દોસ્તના જુવાન બેટાપર જેટલું ધ્યાન અપાય તેટલું આપી મારી, તમારી ઉમેદ બર લાવશો? તમારો હંમેશનો લી૦ બાપુજી ટીટીનાં. (મનસે) ઘણું અજાયબ જેવું ભલામણ પત્ર દેખું?

**હોમી**—વારૂં મારી 'ચારમીંગ' મેહેર કહાં છે? માફ કરજો. મારી અધિરાઇ ઘણી વધી ગઇચ.

**ડૉ૦ જીજુ**—(તેનું મ્હોડું અજાયબીથી ટીકતાં) હવે તો તમુને અમારા ઘેરમાં બધા સાથે ભેળાવા દેવાની મારી ફરજ સમજુચ. ચાલો (સામે જોતાં) લેવ મારી દીકરી અહીંજ આવેચ.

**હોમી**—(સ્વગત) જો એ મને ચહાતી હોસે તો એકદમ ઓળખી કાઢશે. પછી આગળ શું કરવું એ મારૂં કામ છે. (મેહેરૂં દાખલ થાય છે.)

**ડૉ૦ જીજુ**—દીકરી મેહેર એવણ મીસ્ટર ફરેદુન ટીટીના. મારા ફ્રેન્ડનાં બેટા. (હોમીને જોતાં મેહેર ચોંકે છે.)

**હોમી**—બાનુ તમારો સેવક પોતે.

**મેહેર**—(અજાયબીથી ધીમે) કોણ હોમ?

**ડૉ૦ જીજુ**—પેહેલીજ નજરે ગમી ગયેલો લાગેચ!

**હોમી**—(બાજુમાં) ધીમેથી બોલો અજબ ના થાઓ, હું પોતેજ છું.

**ડૉ૦ જીજુ**—મારાં સીસ્ટર મીસ બચાં માયને લાવીને તમારી સાથે ઇન્ટ્રોડયુશ કરૂંચ, તહાં સુધી વાતે બેસો. (જાએ છે.)

**હોમી**—તમે બેફીકર જાવ. હું મીસ મેહેરૂં સાથે બોય પલોટાઇ જવશ. (મેહેરને) ડીયર મેહેર. તુને શોધતાં શોધતાં થાકીને બેવડ થયો, ત્યારે આખરે મારી પરીપયકરને શોધી કાઢી મારી બગલમાં દાબવા કિસમતદાર થયોચ.

**મેહેર**—ઓ જૂલમગાર! મને કેટલા બધા મહીનાઓ સુધી તારી રાહ જોતી ટોવાવી ટોવાવી હવે કહાંથી ફુટી નિકળયો? તારૂં ઠેકાણું કહાં હતું? મે તારીપર દઝનબંદ કાગળ લખ્યા, તેમાં એકનો પણ જવાબ નહિ મળે?

હોમી—ડીયર શું કરૂં ? મને તો દરજનબંદ એવાં એવાં એકસીડન્ટ ભર્યાં સંજોગ વચ્ચે ભટકવું પડયુંચ કે તારા કાગળ મને મળે કહાંથી ? તેમ તેં મને તારૂં એડ્રેસ આપ્યું તે કાગળ હું ભાન ભૂલો કેથે ગુમાવી બેઠો, તેથી નાચાર થયો.

મેહેરૂ—તમે મને નાચાર બનાવી મુકી. મારા પપા તો મને બીજા સાથે પરણાવવા માંગેછ.

હોમી—હા. હું જાનુછ. એ તારો ભવિષનો ઉમેદવાર મારા આવવા આગમજ અત્રે પેધો પડેલો પણ મે સિફતથી તેને ગભરાવી અહીંથી નહસાડયોચ. અને તે જે 'રેકમેંડેશન લેટર' પોતા માટે લાયો હતો, તે મે પડાવી લઇ તેના જગે તેને નામે ઠસી બેઠોચ. એથી તારા બાવા મને ફરેદુન ટીટીનાજ સમજેચ.

મેહેરૂ—પણ તેં આવો ડ્રેસ કાંય પેહેરીયોચ ?

હોમી—તારા બીજા ઉમેદવાર કરતાં સારો દેખાઉં તેથી કીધોચ.

મેહેરૂ—હવે તમે ખાદીનો ડ્રેસ પેહેરશો તો ઘણા શોભશો. આય ડ્રેસ નથી શોભતો.

હોમી—મારા જાન તારી મરજી રાખવા જેવો કેહેસે તેવો ડ્રેસ પેહેરસ.

મેહેરૂ—આજે તું મને મલ્યો, તો હવે આપરે જીંદગી સુધી વળગી રહી કદી છુટા નહિ પડશું.

હોમી—જરૂર કદી છુટા નહિ પડશું ! તારે ખાતર અસહકારી થવસ, જેલમાં જવસ, તરીપાર થવસ, પણ તુંને મેળવસ.

ગાયન.

મેહેરૂ—બનજો રેંટીયો મુજ જીગરનો મારા સરતાજ,
શુભ સ્વરાજ મોહબતનું અપાવજો.

હોમી—નરમ હૈડાનો રૂ છે, તમ કાંતવાને કાજ,
દિલનાં તાતણાં તમ હેતના, કંતાવજો.

મેહેરૂ—ફેરવી ચાહની ચકલી
કાંતશ પ્રેમની તકલી,

હોમી—જીવતરની ધરીપર પ્યારનું પૈડું
હેતનો હાથો ઝાલી પ્રિતે ચલાવજો.—

**હોમી**—તાણે વાણો વહાલનો માંડી
પ્રેમ સુતરે ભરજો દાંડી.

**મેહેરૂ**—જીગરની સાલ કરી સાઢી
વ્હાલની વણુશ હું ખાદી.
પેહેરી વ્હાલનું તાજ, ચલાવશું આપણે સ્વરાજ.
કેમ ખરૂંની? હા—રે—હા.
મોહબ્બત મહાતમાની જે બોલાવજો.—

**મેહેરૂ**—(સામે જોઇ) લેવ મારા બાવા આવેચ હવે આપરે દુર—દુર રહીનેજ વાત કરશું.

**હોમી**—તું પન જબરી, મારા જેવી બિલોર દેખું?

**હોમી**—(મેહેરૂ તરફ વળી) મારાં મેહેરબાન બાનુ; સેવકપર નારાજ ના થાઓ. શું કરૂં તમારી હાજરી મારા તનબદનમાં ખુશહાલીની ગીલ્લી ગીલી પેદા કરેચ તેથી હસી હસી જવાયચ.

**ડૉ૦ જીજી**—(સ્વગત) પોરીયો બડો ચબરાક લાગેચ (મોટે) મી. હું જોઇ શકુંચ કે તમો મારા ઘૈરને લાયકના સલુકવાન છંયે પ્રંચ છેવ. મારાં સીસ્ટર ઓય અહીંજ આવશે (મેહેરૂ તરફ ફરીને) આજે આપરે સ્ટેશનપરથી આયા, ત્યારથી આય તારાં ફુઇ કંઇ કાગળ લઇ વાંચી વાંચીને હસેય, રડેચ કંઇ સમજ નથી પડતી. વળી મ્હોનાપર પાઉડર પફનાં લેપડા કરીયા કરેચ. મે એનું કાગળ જોવા માંગ્યું તો તે સંતાડી દઇ, શરમઇ શરમઇને ઉશ્કેરાઇ ગઇ.

**હોમી**—(સ્વગત) ઓત્તારી કંઇ ઘોટાળો તો નથી થયો? મારી શોર્ટ સાઇટની મોહકાણે? મેં રિફ્રેશમેંટ રૂમમાં મારૂં કાગળ જે લેડીને આપ્યું તે તો એ નહિ હોશે? તેમ હોશે તો જોઇ લેવ મારો ફેરતો. કોઇબી રીતે આય બીજી મીસને ફુલકાવી ભોલવવી પડશે. નહિ તો બે ચક્કી વચ્ચે પીસાઇ જવસ.

(બચાં બીજા ભપકાદાર ડ્રેસમાં દાખલ થાય છે.)

**ડૉ૦ જીજી**—આય મારા દોસ્ત મી૦ ફ્રેદુન અને એવણુ મારાં બેહેન મીસ બચાં માય.

(હોમીને જોતાં બચાં ચોંકે છે. હોમી સેફતથી શેકહેંડ કરતો બાજુએથી તેનો પગ દાબે છે. ને ઇસારો કરે છે.)

**બચાં**—કોણ તમે?

**હોમી**—વ્હાલા બાનુ શું છે? (બાજુએ) મને જોઇ અજબ ના થતાં? અહીં હું કેમ ને શા માટે આયોચ, તે પછી કેહવસ (બાજુએ ધીમેથી વાત કરેછે.)

**ડૉ૦ જીજુ**—(સ્વગત) એ શું કહેવાય? આય ફરેદુનને જોતાં મારી આખી ફેમીલી એમ અજબ કાંય થની હોશે? કદાચ એનાં 'પિકયુલર ડ્રેસ'થી તો ધભરાતી નહિ હોય?

**મેહેરૂ**—(સ્વગત) બચાં મારા હોમીને જોઇ ચોંકી કાંય હોશે? એ મુઇ મારા હોમીપર ફીદા તો નથી થઇ?

**બચાં**—(હોમીને બાજુ મચકાતાં) તમે તો કોઇ જબરા હિમ્મતવાન જણાઓચ? મારી પુઠે પુઠે આવી આખરે મને શોધી કાઢી ત્યારેજ નચિંત થયાની? હત લુચ્ચા.

**હોમી**—(તેને) હાજી. હું ઘણોજ હિંમતવાન છેઉં ખરો...પણ બાનુ એ બધું પ્યારને ખાતર.

**બચાં**—ચપો!

**ડૉ૦ જીજુ**—મી૦ ફરેદુન તમે બન્ને છોકરીઓના મનપર તમારી છાપ જલ્દી મારીઓચ.

**હોમી**—ધીમે ધીમે બધી સમજ પડશે, તમે આગળ જોયા તો કરો.

**બચાં**—હું ચોંકી તેથી તમો સઘળાં અજબ થતાં હોશો? પન પવનના ફુફાટાથી મને જરા ઓંક લાગો તેથી ચીસ પાડી.

**હોમી**—ખરૂં છે, ખરૂં છે, મને પન હમેશાં સામા પવનના ફુફાટાથી એમજ ચમક થાયચ.

**મેહેરૂ**—(સ્વગત) બચાં તો આય ફરેદુનની સોડ છોડતીજ નથી, તહાં ને તહાંજ ભમેચ.

**હોમી**—બાનુઓ હવે ચાલશો? આપરે બગીચાની ખુલ્લી હવામાં ફરી વાતચીત કરીએ? મીસ મેહેરૂ મને રજા છે? (તેનો હાથ બગલમાં લેતાં) મીસ બચાંમાય મને રજા છે? (બન્નેને પોતાના હાથ આપે છે.)

**બચાં**—(શરમઇ) તમો કેટલા બધા લાયકીવાળા છેવ? તમારા જેવા ભલા મેં કોઇને જોયા નથી.

**હોમી**—એવું એવું બોલી મને ના શરમાવો. મને શરમ! શરમ લાગેચ. (બાજુ મેહેરૂને) મેહેરૂ હમના તો તું ચાલ પછી હું આય એબને પતાડિંચ. (ડૉ૦ જીજુને) જોયું ડોકટર હું કેવી સભ્યતાવાલા છોકરાનો નમુનો છેઉં તે?

(બંનેના હાથ બગલમાં લઇ અંદર જાય છે)

**ડૉ૦ જીજુ**—કેવો મારા ઘેરને લાયકનો ચલુકવાન છોકરો છે? અક્કલ તો જરા કમ લાગેચ; પણ હું ધારૂંચ પરણ્યા ગછી સુધરી જશે. (પાછળ પાછળ જાય છે)

---

## અંક ૧ લો–પ્રવેશ–૫ મો.

——:o:——

### સ્થળ–સનગારેલું દિવાનખાનું.

[ લેડી રોશનનો સુવાનો ઓરડો. રોશન કીમાનો પહેરી, ઘરેણા ઉતારી વિચારમાં ફરતી જણાય છે.]

**રોશન**—આજે મારા જીગરને એટલી બેચેની કેમ લાગતી હોશે? ખુદરતી કંઇ દિલમાં ધારતી જેવું લાગેછ. આજના જેવી નાહિમ્મત હું કદી થઇ નથી! ખુદા તું મ્હને હિમ્મત આપ! મારા મનને શાંતિ અને નચિંતઇ આપ!

( ગુડને પડી બંદગી કરે છે)

જગતનો છે ખાવીંદ–તું પરવર દિગાર,
અરજ સુન મુજની–ઓ રહીમાન યાર.
તન અને મનની અશાંતિ તું કાપ
ભલી નેક મનશાનીનો–વિચાર તું આપ.
કરૂં નેક વિચાર, કરૂં કામ નેક
બુરાં ખ્યાલ મનમાંથી–છોડું દરેક.
ફરજ મુજબના ખાવીંદની, કરવા અદા
કરૂં નેક રાહને–હું અખત્યાર સદા.



હુસાહસનો ઠઝારો લઇ બેઠેલી ચોકડી (મેહરૂ, હોમી, બચાં, શેઠ જીજુ).

[ એજન ધીમે કદમે દાખલ થઇ, રોશન ગભરાઇ ઉઠે નહિ તેથી સાહુચેતીથી તેણીને ચેતવા આગળ વધે છે. તેને જોતા રોશન ગભરાય છે. બાખો પાછળ પાછળ કોઇ નહિ જોય તેમ દાખલ થઇ પાછો ધીમે પગલે બહાર નિકળી બહારથી બારણું બંદ કરે છે ]

**એજન**—રોશન !

**રોશન**—( ગભરાઇને જોતાં ) કોણ એજન ! એજન તમે આંહીં કેમ ?

**એજન**—પારટીમાં હું મલ્યો ત્યારેજ નહિ કહ્યું તું કે, હું ગમે તે ભોગ આપીને જરૂર મુલાકાત લેવસ ?

**રોશન**—આય ઘેરમાં દાખલ થવાનો તમુને હકકજ શું છે ?

**એજન**—ડીયર રોશન ! આય ઘેરમાં હમેશાં આવવા માટેનો હક આજથી સાત વરસ આગમગજ તેંજ મને બક્ષેલો હતો.

**રોશન**—( મગરૂરીથી ) મી૦ એજનજી હવે હું લેડી સોહરાબશાહ છેઉં એ તમે ભૂલી જાઓછ ?

**એજન**—( દુઃખથી )રોશન તું હવે લેડી સોહરાબશાહ થઇ તો ભલે; પણ આય તારી આંખોમાનો ઝાંખો ઝળકાર, અને આય તારા ચેહેરાપરની ઉદાસીની નીશાનીયો હું ખુલ્લું જોઇ શકુંચ કે તેંબી મારા જેવા જુદાઇના દુઃખો તન અને મનથી ખમેલાં છે.

**રોશન**—( ધિક્કારથી સામે થતાં ) તું કહેચ કે તે દુઃખો વેઠીયાંચ ? નહીં ! નહીં ! મારા જેવા સંતાપના દુઃખ તારા જીગરમાં કદી વસ્યાંજ નહીં હોશે.

**એજન**—જંગબારથી આયા પછી હું તુને પેહેલ વેહેલો મળ્યો, અને છુટો પડયો. ત્યાર પછી આજ સુધી મે મારો એકબી દિવસ સુખ ચેનમાં પસાર કીધો નથી. મારા જીગરપર કાબુ મેળવવાની કોશેષ કીધી છે. તારી યાદ મારા મગજમાંથી ભૂલી જવાની તજવીજ કીધી ! તારાથી દુર દરાજ જઇ રહેવાનો ખ્યાલ કીધો, પણ બધું ફોકટ !

**રોશન** —એ બધું સંભળાવી મને કહેવા શું માંગેચ ?

**એજન**—રોશન ! તેં મને મેસમેરાઇઝ કીધો હોય, તેમ તારી નજદીક હું ખેંચાતો રહયોછ ! અફસોસ ! હું મારા જીગરપર કાબુ રાખી શકતો નથી, તેમજ તારાથી દુર થઇ શકતો નથી.

**રોશન**—હવે બસ કરો! મી૦ બેજન કહો તમે રાતની વખતે અહીં શાને માટે આયાછ?

**બેજન**—(ઝનૂની જૂસ્સાથી) તુને કેહવા! ખુદ તારા રૂમમાં આવી તુને કહેવા આયોછ કે, હું તારા વગર કદી જીવી શકશ નહિ! ફરીથી કેઉંચ કે, જેટલી મારી જીંદગી માટે શ્વાસોશ્વાસની અગત છે, તેટલી તારી હાજરી મારા સુખ માટે જરૂરની છે હું આયોછ! સબબ તુંને હદબહાર ચાહુંચ! હું ગુડને પડી તારી દયા ચાહુંચ! ઓ રોશન મારીપર રહેમ કર!

(ગુડને પડી તેનો હાથ પકડી તેપર ચુમે છે. રોશન મહોનું ફેરવી પોતાનું માથું પકડે છે.)

**રોશન**—ઓ ખુદા મને બચાવ! મારી ઇજ્જત અને આબરૂનું રક્ષણ કર!

**બેજન**—(જુસ્સાથી) તારી ઇજ્જત? તેમાંજ મારૂં સુખ છે! તો હું મારા સુખને કદી દુઃખી નહિ કરસ. (દુર થાએ છે)

**રોશન**—(પોતાના મનપર કાબુ મેળવતાં) બેજન તું કહેછ તું મને ચાહેચ! તે હું માનુચ! પણ તું જાણેચ તેમ હવે હું તો પરણેલી છેઉં, કમનસીબે બીજાની થએલી છેઉં. બેજન આય દુનિયામાં જે ઇનસાન સચ્ચો પ્યાર જીગરમાં ધરાવેચ, તે પોતાનો ભોગ ચહાવેચ! જો તેમ તું મને ચાહતો હોય તો મારા માટે તારા પ્યારનો ભોગ આપી હવે ચાલી જા! મને સદાની ભૂલી જા!

**બેજન**—હું જવસ પણ તને નહિ ભૂલસ! હું જીવસ તો પણ તારી યાદમાં જીવસ! (ફરી નજદીક આવી.) ડીયર રોશન શું તું ભૂલી ગઇ કે? જયારે વરસો આગમજ એક મધરાતે હું ફરતો ફરતો આય તારા મકાન તરફ આયો, ત્યારે મે તુને પુનમનાં ચંદ્રમાના પ્રકાશમાં ઉભલી નદી કીનારે ફરતાં જોઇ! જાણે કોઇ ઉડતી પરી સમાને મેં મધરાતના ફરતી જોઇ. હું તારી તરફ ખેંચાયો! તારી નજદીક આયો! ત્યારે મે જાણ્યું કે તું ઉંઘમાં ચાલતી હતી. તું તારી ઉંઘની બેહોશીમાં જાગ્યા વિના નદીને કાંઠે જઇ પુગી! હું તારી પાસબાનીમાં આગળ ધસ્યો! ને તુને નદીમાં પડતી બચાવી લેવા મારી ગોદમાં ખેંચી લીધી. (આગલી યાદથી રોશન ગમગીન બની ખુરસીપર બેસે છે.) મેં તુને બચાવી; અને હું ખોઇ બેઠો!

**રોશન**—તમે ખોઇ બેઠા? તમે શું ગુમાવ્યું?

**એજન**—જેવી તેં તારી આંખો ખોલીને મારી ગમ જોયું, કે મારા જીગરમાં કંઇ નવી લાગણી બરપા થઇ. કાંઇ નવી જીંદગી મારી નસેનસમાં ઉછળી ઉઠી અને (મ્હોબ્બતથી) હું તુને ચાહવા લગ્યો!

(રોશન આય બધું ઉછળતી છાતીથી સાંભળી; કેડાવ સાથે ઉછળી ઉભી થાય છે.)

**રોશન**—એજન ખુદાને ખાતર બસ કરો, અને મને છોડી જાઓ! નહિતો તમારી આગલી યાદોથી હું મારી ફરજને ભુલી ખુદાની ગુન્હેગાર થવસ.

**એજન**—રોશન! રોશન! તારાં આય લગન સરિયામ ફરજીયાત અને તારી મરજી વિરૂદ્ધનાં હતાં. તારૂં જીગર તો મારૂં હતું. તેં કદી સર સોહરાબશાહને ચાહ્યો નથી, કે તેનો ખ્યાલ પરીક કીધો નથી! (પાસે જઇ રોશનનું બાજુ પકડતાં) તુને કીસમતનાં લેખપર ઇતબાર છે? (તેનો હાથ કેડાવથી પકડતાં) જો તેમ હોય તો આય ઘેરને સદાનુ છોડી હું મારી આંખો બંધ કરી મારા કિસમતના લેખને શરણ થવસ, તુને સુખી કરસ.

**રોશન**—(ગુસ્સાથી) ના૦ એજનજી છોડો મારો હાથ; અને એકદમ મારાથી દૂર થાવો. મારા ખાવીંદની ગેરહાજરીમાં તમારી મુલાકાત લેવામાં, અને આગલી યાદોની ગઇ ગુજરી સાંભળવામાં મેં મોટી ભૂલ કીધીછ. અને તેમ કરી મારા ધણીની હું ગુન્હેગાર બનીછ! તમે ખુદાને ભૂલી જઇ, આગલા પ્યારની ધુંધમાં એક વફાદાર પરણેતર ઓરતને ભમાવી, ખરાબીના રસ્તે ઉતારવાની વેતરણ કરી રહ્યાછ! મગર યાદ રાખજો કે એ તમારી કિસમતની કિસ્તી તમુને અને તમારા આંધળા પ્યારને પાપના દરિયાવમાં હોમાવશે! તે સાથે ખુદરતનો કેહેર વરસશે!

**એજન**—(આજેજ બની કરગરે છે.) મારૂં નહિજ માનશે? મારી સાથે નહિજ આવશે?

**રોશન**—ભવિષ્યમાં મારી જગા અને દરજ્જો મારા ખાવીંદના પાસામાં છે, અને સદા રહેશે! મારો ખાવીંદ આવશે, તેજ વખતે તેના પગપર પડી, આય સઘળી કયફીયત કહી દેવસ, તેની મારી ચાહના!

**એજન**—હવે હું ખુલ્લું જોઇ શકુંછ કે તું મને ધિકકારેછ! (ગમગીનીના નિસાસાથી દૂર થતાં) રોશન મને માફ કર! હું તારા પાકીજેહ પ્યારને તદન નાલાયક નિવડયોછ! (બીજી ગમ મ્હોંડું ફેરવી) ખુદા! ઓ ખુદા! આય જલતા જીગરની આગ જે તનબદનને સળગાવી રહીચ તે દુઃખો ખમવાને વાસ્તેજ શું તેં મને આગે જીવતો રાખ્યોછ? અરે તેના કરતાં તો, જે વખતે લડાઇના મેદાનમાં દુશમનોના હાથમાં સપડાયોતો તેજ વખતે માર્યો ગયો હોતે તો બહેતર થતે! કે જેથી આજના આય સંતાપ કારક જફાપાથી સદાનો બચતે! તું મને જવાજ કેહુચ તો હું જાઉંચ! પણ યાદ રાખજે રોશન, કે આય કમનસિબ એજન, જીંદગીના છેડા સુધી તારીજ યાદમાં જીવસે ને મરસે (દરવાજા ખોલી જવા કરે છે પણ બહારથી બીખાએ બંદ કરેલો હોવાથી ઉઘડતો નથી.) અરે પણ આય દરવાજો તો બંધ છે? અની ચાવી કહાં છે?

**રોશન**—જરા થેભો. સુનાને તેડી તમુને બહાર પોંહચાડસ. (કળ ખેંચી જોઇ) અરે કળના કુંચી તો કેથે પડી ગયલી જણાયચ, હવે શું કરૂં?

(એજન બીજી ગમથી બહાર નિકળવાનો રસ્તો તપાસી પાછો વળે છે)

**એજન**—મારો જવાનો રસ્તો બધી તરફથી બંધ છે, મને કોઇ બાજો રસ્તો બતાવો.

**રોશન**—ફકત આય બારીને રસ્તે બહાર બગીચામાં જવાસે.

**એજન**—(બારી ખુલ્લી જોઇ) એ તો ઘણું સારૂં. હું 'કરટન'ને ટીંગાઇ બારી બહાર કુદી જઇ શકશ.

**રોશન**—(ગભરાટમાં પડે છે) નહીં નહીં બારીથી જમીન ૧૦-૧૨ ફીટ નીચે છે. તમે પડી જશો! તમુને ઇજા થશે!

**એજન**—મારા બદનની મને પરવા નથી, હવે મારે મનથી જીવવું કે મરવું સરખુંજ છે.

(એજન પરદો પકડી તેને લટકી બારી બહાર કુદવાની કોશેષ કરે છે. રોશન તેને વળગી પડી પડતો બચાવે છે)

**રોશન**—થોભો! તમે એમ કુદી ના પડો. જાણી જોઇને મ્હોતના ડાચામાં ના જાવો. એજન હું તુને મારી આંખો સામે મરતો જોઇ નહિ શકશ. હું આંધળી હોતે તો બહેતર! કે જેથી પછી તુને ગમે તે થતે તે હું જોઇ નહિ શકતે!

**એજન**—રોશન, હવે હું અત્રે થોભીજ કેમ શકુ? તેં કીધેલી જુદાઇની સજા મને ખમવી જોઇએ! મારે જવુંજ જોઇએ!

**રોશન**—(એજનને વળગી પડતાં) હું નહિ જવા દેવસ! મારી નજર સામે તારો વાળબી વાંકો થશે તો મારો જીવ જશે. એજન, તારા જાનને જોખમમાં નાંખી તુને કુદકો મારવા તો નહીંજ દેવસ!

(આય વેળા બહારથી ભીખો ચોર ફાનસ સાથે દાખલ થાય છે. બીજા હાથમાં છરી છે તે ખુલ્લી રાખી આવે છે. પ્રથમ રોશન-એજનની નજર તેપર પડતી નથી, પછી તેને જોતાં ધભરાય છે.)

**ભીખો**—ખબરદાર! કોઇ ચૂં કે ચાં ના કરતા!

**રોશન**—કૌન દોરાબ? તારૂં અહીં શું કામ છે?

**ભીખો**—મારૂં કામ પુછોછ બાઇજી? એબી નસીબની વાત છે. વારૂં ત્યારે આય એજનજી શેઠનું અહીં શું કામ છે તે સમજાવશો?

**એજન**—દોરાબ તું મને પયછાનેચની?

**ભીખો**—ઘણીજ સારી પેઠે શેઠ! તમે અને બાઇ એકમેકના પ્યારમાં—

**એજન**—(દીલપર ધસી ગલચી પકડતાં) ચૂપ ચંડાલ! તારી જબાનજ ખેંચી કાઢશ.

**ભીખો**—ધીરા પડો શેઠજી! મારી જબાન ખેંચી કાઢવા આગમજ તમારી ઇજ્જતનો વિચાર કરો!

**રોશન**—(બન્નેની વચમાં ધસી જતાં) એજન! મારી અને મારા ખાવીંદની આબરૂ ખાતર ચૂપ થાવ.

ભીખો—બાઇજી આય શેઠને જરા સારી શિખામણ આપો. તદન નાદાન જેવા છે. સેવકને બરાબર ઓળખતાજ નથી.

રોશન—(ભીખાને પકડી) તું શું કહેવા માગેચ? તુંને શું જોઇએછ?

ભીખો—(કંડે કલેજે પેટ પસવારતાં) હવે-હું-શું-માંગું? તમારી આબરૂના કોથળા મારા હાથમાં બરાબર આવી ગીયાંચ, એજ મને દોલત મળીચ! બાઇજી એબી નસીબની વાત છે; કેમ ખરૂં ની?

બેજન—બદમાશ! તું શું એમ ધારેછ કે લેડી રોશનની ઇજ્જત તું લઇ શકશે? યાદ રાખજે, જે પળે તારી જબાનથી આય પાક દામન ઓરતનું નામ બદનામ કરવાનું ગુલબાન ઉડાડશે, તેજ ઘડીએ તારી ગળચી મારા હાથમાં પકડી દબાવી દેવશ.

[બેજન ભીખાનું ગળું ચપટ પકડે છે. ભીખો સ્વબચાવમાં છરી મારવા હાથ ઉંચકે છે, રોશન આય બનાવથી ગભરાઇ ઉઠી વચમાં બચાવવા ધસે છે.]

રોશન—(ચીસ પાડી) કોઇ બચાવો! કોઇ બચાવો!

(સુના દોડી આવે છે, ને આય દેખાવ જોઇ ચેતી જઇ બધાંને મદદ કરે છે.)

સુના—શું છે બાઇ? શું છે? (જોતાં) આય કોણ? તું નીમકહરામ? બેજનજી શેઠ આય નીચને છોડી દેવ! (ભીખાને બેજન છોડે છે, સુના તેને ખભામાંથી પકડી દોદરો કરતાં) યાદ રાખજે મારાં બાઇ માટે એકબી આડો સુખન બોલશે તો તારી હાલત હું ઘણી બુરી કરસ!

ભીખો—(દુર હટી જતાં) ઓહો! સુના દીકરી તું એ લોકનીજ સોર સાંધેચ કે? મને ઓળખેચની?

સુના—(સામે ધસી) તૂને? તૂને? હા ઓળખુંછ; અને મને પણ હવે ઓળખજે?

ભીખો—જા જા છોકરી વાઘ પાસે બકરીની બેં બેં કેટલા વારની?

(ભીખો સુનાને પકડવા જાય છે. સુના ડ્રેસીંગ ટેબલ ઉપર પડેલી મોટી કાતર ઉંચકી તેની આંખો સામે બન્ને પાનાની તીણી ધાર ધરી તેને દુર રાખે છે.)

**સુના**—દોરાઅ તું જરાબી આગળવધ્યોચ તો આય કાતરના બન્ને પાનાં તારી આંખમાં ખોસી દઇ તુને જનમનો આંધળો કરસ.

**ભીખો**—(પાછળ હટતાં) અરે શેહેતાનની બચ્ચી, મને ડરાવેચ? એમ કરશે તો તારાં બાઇ શેઠની આબરૂની વાખવાખો ગામ શેહેરમાં થતી સાંભળશે.

**સુના**—તું નીચ શું કરી શકશે? મારાં બાઇની આબરૂને રાખનાર તે ખુદા છે! જો જરૂર પડશે તો હું કેહવડાવશ કે ચોરી કરી બાઇ પર આય શયતાને હુમલો કીધે; તેજ વખતે મે મારાં બાઇનાં બચાવમાં આય ખબિસની બન્ને આંખો ફોડી નાખી!

**બેજન**—સુના તું બાજુ થા. એને મારી પર છોડ! હુંજ એને પુરો પડસ.

**રોશન**—નહીં! નહીં! એને જવા દેવો. નીચને નીચ મોતે મરવા દેવો. હુંજ એને ચુપ કરી શકશ, મારા ખાનદાનની આબરૂ સાચવી લેવસ.

**સુના**—ચાલીજા મુવા લુચ્ચા બેશરમ! સેઠજબી સામે થશે તો તું તારૂં કીધું જાણ! મને માફ કરજો બાઇજી હું બારણા બહાર ઉભી રહીને તમારા લોકની વાતચીત સાંભળતી હતી. પણ એ મુવો ચોર કોણ જાણે કેમ છુપેથી દાખલ થયો? બાઇજી તમારા ખાવીંદ તરફની વફાદારી જોઇને મારૂં દિલ ખુશહાલ બન્યુંચ! જેવી રીતે તમો બન્ને સાફ દિલ, ને નેક જીગરનાં રયાંચ તેવી રીતે ખુદા સદા રાખે! બેજનજી શેઠ તમે જાવો. હું મારાં બાઇની સંભાળ લેવા પુરતી છેઉં. આય લોફરને ઠેકાણે લાવવાનું કામ મારે હાથ છે!

**ભીખો**—શું એની જીભ ચાલેછ? જીંદગીથી હાથ ધોઇને મારી સામે આવેલી લાગેછ!

**રોશન**—બેજન, ખુદાને ખાતર તમે અંહીથી જલ્દી નિકળી જાઓ.

**બેજન**—આય બદમાશની હાજરીમાં તમો લોકને એખલો છોડી કેમ જાઉં?

**સુના**—મુવા ચશમ ચોર હું તુને હોકમ કરૂંછ કે એકેદમ અંહીથી ચાલતોથા.

(ભીખો ડોળા કાઢીને જોયછ ને હસેછ.)

**સુના**—કેમ નથી જતો? (તેના દિલપર કાતર સાથે ધસી જતાં) ચાલ રસ્તો પકડ!

**ભીખો**—(ગુસ્સામાં ઉછળી સુનાનો હાથ પકડી) તુને મોતેજ ઘેરીચ તો આવ મારી સાંમએ, અને છરીનો સવાદ ચાખ!

(ભીખો સુનાનો હાથ પકડીને છરી મારવા જાય છે, રોશન તથા સુના ચીચીયારી પાડે છે. તુરતજ એજન ધસી જઇ ભીખાના હાથમાંથી છરી ઝુંટવી લઇ, તેને છાપટ મારી જમીનપર પટકે છે. અને છરી તેનીજ છાતી સામે મારતો હોય તેમ ઉભો રહે છે.)

**ભીખો**—(ભોંયપર પડતાં) શું જમાનો આયોછ? જંગલનો સિંહ, આય લોમરીઓની જાળમાં સપડાયોચ? એબી નસીબની વાત છે.

[સુના કાવરની ધાર તેની આંખ સામે ધરી રાખે છે. રોશન વચમાં પડી ભીખાને બચાવે છે.]

ટેબલો

(અંક ૧ લો સમાપ્ત.)





શું જમાનો આશ્ચર્ય! જંગલનો સિંહ લોમડીઓના હાથમાં.

(રંભા)

## અંક બીજો—પ્રવેશ ૧ લો.



### સ્થળ—ગાર્ડન સીન.

અંદરથી બેંડનો અવાજ આવવો, ખુશહાલીના અવાજ આવવા, બોય બટલરનું આવન જાવન દેખાવું, સુના ભપકાદાર ડ્રેસમાં દાખલ થાય છે. ]

ગાયન.

સુના—

કોઇ દિસે છે કેવાં સુખી, અંતરમાં સહુ બળતા;
કોઇ દેખાવે હસતાં ફરશે, બાતેનમાં તો રડતાં.
સુખ દુ:ખની છત્તર છાયા,
બાકી નહી નથી કોઇની કાયા,
કરી કસોટી જુદી માયા; માયામાં નાં ફસતા—કોઇ દેખાવે.
રંક રાયના એકજ રસ્તા,
ઉંચ નિચ સઉ સાથે વસ્તા,
કરણી તેવી પાર ઉતરણી, ખુદરતના આય રસ્તા—કોઇ દેખાવે.

સુના—આજે તમામ ઘેર ખુશહાલીથી કેવું ગાજીવાજી રહ્યુંચ ? બધાંના મહોનાપર ખુશહાલી પંથરાઇ છે. સર સોહરાબશાહે 'ઇલેકશન' માં મદદ કરનારાઓને આજે પારટી આપીચ; પણ ઘેરની રાણીને મનથી બધું ધૂળ સમાન છે. બેજનજીએ મારા શેઠને 'ઇલેકશન' માં મોટી મદદ કીધી, તેથી તેવણુને તો ખાસ માન પાનથી નવાજીયાંછ; પણ તેવણુની હાજરી રોશનબાનુને બેચેન બનાવેછ. બેજનજીને મારાં બાઇ કેટલાં ચાહેચ તે તેમની છુપી લાગણી ઉપરથી હું જોઇ શકુંચ. બેજનજીથી બાઇ જોકે દૂર રહેવા ચાહેચ, પણ તેમનું જીગર તો મોહબતથી બેજનની નજદીક ખેંચાતુ રહેચ એવું તેમના ચેહેરા ઉપરથી મને ખુલ્લું માલમ પડેછ.

(સુનાની પછવાડેથી હીરાજી કારભારી હાથમાં કપસાસર સાથે કોફી 'સીપ' કરતા દાખલ થાય છે. તે પણ 'ઇવનીંગ ડ્રેસમાં છે. )

હીરાજી—સુના તું એમ દલગીર જેવી કાંય ફરેચ? એવા ખુશાહાલીના પ્રસંગે તો તારે પણ તેમાં ભાગ લઇ, ખુશહાલ બની ફરવું જોઇએ! હું જાણુંછ તુ શાથી દુઃખી છે?

સુના—(ધભરાઇને) તમે! તમે મારા દુઃખનું કારણ જાણોછ?

હીરાજી—(દયાથી) હા. તારા મસીઆઇ ભાઇ દોરાબ ગંદેવીયા થકીજ તું દુઃખી છે. તેં એની ભલામણ કરી અહીં નોકરીએ રખાવીયો, પણ તાબેદારીથી નોકરી કરવાને બદલે એતો ઘણોજ નાફરમાન થતો ચાલ્યોછ. એની એવી ચાલથી એ કદી સારો માણસ થઇ શકશે નહિ. સુના, તુને એવા લટખટ તરફ જરાબી ધ્યાન આપવું નહિ જોઇએ.

સુના—(છુટકારાનો દમ ખેંચી) હું શુ કરૂં હીરાજી? એ મારો સગો છે, અને સગાઇની લાગણીથી એની તરફ ધ્યાન આપવાની મારી ફરજ છે.

હીરાજી—સુના હું જાણુચ કે તેં એના ઘણા અપમાનો ખમીયાંચ. એની એવી નાફરમાની અને બેરડી ચાલને લીધે એને ઘણું ખમવું પડશે.

સુના—(માયાથી) પણ જયારથી તમે એને ઘેરના કારોબારમાંથી દુર કરી બહારના કામકાજ ઉપર રોકયોચ ત્યારથી એ સુધરી ગયેલો જણાયચ

હીરાજી—છટ, છટ, એ સુધરે સાનો? એને જયારેબી જુઓ ત્યારે દારૂથી ભીંજાયલો છાકટ હાલતમાં ફરતો ફરેચ અને કામની બેરદઇ કરેચ. એને તો હવે એકદમ 'ડીસમીસ' કરવો પડશે.

સુના—(દયાઇ) નહીં નહીં હીરાજી. એમ ના કરતા. તેમ થશે તો એ વધારે લટખટ ને ભાગતુ થઇ જશે.

હીરાજી—પણ તુને એની તરફ એટલી બધી લગણી કાંય?

સુના—તે મારો સગો છે. એટલાજ સારૂં મારી લાગણી છે.

હીરાજી—હું એ માનુંજ નહિ! મને કહે સુના શું તું એને ચાહેચ? જો તું એવા બેબદામનાનો ખ્યાલ છોડી દે, એની તરફની લાગણી દૂર કરી દે.

સુના—(ઝડપથી) હું એની ચાલને ધિકકારૂંચ! પણ નાચાર!

**હીરાજી**—ત્યારે તેના તરફની લાગણી પણ મુકી દે. સુના! હું કદી કોઇ દિવસ તારી પાસે નથી બોલ્યો, તે હવે હિમ્મતથી બોલુંચ; કે હું તુને ચાહુંચ! હું તુને મારી બૈરી કરવા માંગુચ.

(સુના પોતાના હાથની માગણીથી ધભરાઇ ઉઠી, દુર થાય છે)

**સુના**—શું બોલ્યા? હું તમારી બૈરી થાઉં? માફ કરો હીરાજી. ફરીથી એવું ના બોલતાં.

**હીરાજી**—એમાં એટલી ધભરાયછ સાંની? મેં કંઇ બેઅદબી ભરી માંગણી થોડીચ કીધીછ? તું કુમારી છે હું પણ કુમારો છેઉં પછી શું છે?

**સુના**—(ધભરાટથી) ઓ હીરાજી! ખુદા ખાતર એમ કદી ના બોલતાં. તમુને કશી ખબર નથી! તમે કશું જાણતા નથી! મને કંઇબી પુછતા ના, મને માફ કરો.

(બિહી ધ્રુજી ધસારામાં ચાલી જાય છે. હીરાજી સુનાના આવા દેખાવથી ગુચવણમાં પડે છે)

**હીરાજી**—ઓરત જાતબી એક અજબ ઉખીયાણું છે. મરદ જાતપર તે સરવે રીતે સરસાઇ ભોગવેછ! હું જેમ જેમ આય સુનાં તરફ ખેંચાઉંચ તેમ તે મારાથી દુરની દુર નહાસેછ. મારો પ્યાર જાહેર કરૂંચ તો ગુસ્સે થવાને બદલે ગુપચુપ ચાલી જાયછ, પણ અપમાન કરતી નથી. એની મોહબતે મારા જીગરમાં વાસો કીધોચ, તો કોઇબી ભોગે એને મારી બનાવવાનો મેં પકો ઠેરાવ કીધોછ.

(હીરાજી અંદર જાય છે, અંદરથી બેંડના સરોદ આવેચ, રોશનબાનુ ઠઠેરાદાર લેબાસમાં ધસી આવી નિસાસ થઇ બાંકડ ઉપર પટકાઇ પડેચ)

**રોશન**— **ગાયન.**

જીવન ઉમેદ વિનાનું જે
ગણે ત્યાં સુખ શા માટે?
મનની આશા બળી જેની
સુખી તે થાય શા માટે?

ગુજારૂં ધોઇ આંસુને, જીગરનાં આંસુઓના સાથે
ખુદાપર મે સબર રાખી, છતાં દુ:ખી છું શા માટે?–
જખમ મે પ્રેમમાં જોઇ
શરમ મે પ્રેમમાં ખોઇ
બચાઉં કેમ હવે દામન?
મરણ દરકાર શા માટે?–

**રોશન**—આજના આય સુંદર મેલાવડામાં બધાં ખાણીપિણીમાં ચકચૂર અને રંગરાગમાં કેવાં ખુશહાલ છે? પણ આય જલતા જીગરને તો બધું આફ્ત મિસાલ છે. મને કોઇ સાથે ભેળાવા ગમતું નથી! મને ત્યાંની ચેહેલમેહેલ પસંદ નથી! બસ મારે મનથી બધું અકારૂં છે. (ફરી બેંડનો ધીમો અવાજ આવે છે) આય ખુશહાલીના રંગરાગમાથી છુટકારાનો દમ ખેંચવા હું ચાલી આવી. હવે મારા મનને નિરાંત મળશે. (નિસોસ બની સોડ ઉતારતાં) મારા મનનું દુ:ખ દિનપર દિન મને જલાવી રહ્યુંછ! સર્વે દુ:ખો વેહાય પણ મોહબતનો કારી જખમ નહીં સેહવાય! બેજન! બેજન! તું અંહીં કાંય આવ્યો હોશે? અરે તારી હાજરી, મારી છુપી મ્હોબતનો ઇંગાર મારા તનબદનને જલાવી મુકેચ! તેથી તુંને જોતાંજ હૂં દુર નહાસુંચ; પણ મારા પગ તારીજ તરફ મને ખેંચેછ! તારી ખેંચાણ શકિત મને મારી ફરજથી પાછી વાળેચ! મને નહિ ઘટતા વિચારો કરવાને લલચાવેચ! (કમકમીને) ખુદા તું મને માફ કર! મારો બચાવ કર! અને આવા બુરા વિચારોને દૂર કર! (રડે છે)

(સુના ઉતાવળે દાખલ થઇ, રોશનને દિલગીરીમાં જોઇ સમજાવે છે)

**સુના**—બાઇજી મેલાવડાનો રંગ રાગ છોડી અહીં કાંય આવ્યાંછ? શેઠ તેમજ સરવે પરોણા તમારે માટે પુછી રહ્યાંછ. બાઇજી મનને ના દુખાવો! આજના આવા રંગરાગના દિવસેતો ખુશાલ બની ફરો?

**રોશન**—સુના, મારી ખુશહાલી સદાની નાશ પામીચ! (સુનાને વળગી) સુના હું શું કરૂં? મને કશું સુઝતું નથી. બેજનને આજની




દારૂની હું કદી અડાસે જતો નથી.

( ભીખો ભગત ગરગર તરીકે )

પારટીમાં તેડવા મેં ના કહેલું છતાં તેને તેડાવ્યો, એજ મારી બેચેનીનું દુખ છે. હું તેની હાજરીમાં ઉભી રહી શકતી નથી; મારા જલતા જીગરને શાંત પાડી શકતી નથી. (રડી પડે છે.)

**સુના**—(પસવારતાં) મારાં વ્હાલાં બાઇ ના દુઃખી થાવો. જાવો તમે જલદી જઇ સુઇ જાવો, હું શેડને કહી સરવેને વિદાય કરૂંચ.

**રોશન**—સુના બેજન ગયો કે છે ?

**સુના**—તેવણુ તમારીજ શોધમાં આસપાસ ફરતા ફરેછ. તમે જેટલાં અહીં દુઃખી છેવ, તેટલાજ બેજનજી શેડ પણ અધિરા, બેચેન બની સાવજ જેવા ફરતા ફરેછ.

**રોશન**—એ આયોજ કાંય ? જેમ જેમ મારી ના ! તેમ તેમ એ વધુ પાસે દોડી આવેછ, હું હવે કેમ છુટું ? મને ઉપાય બતાવ ?

**સુના**—તમે એમ હેબત અને ધસકથી નહાસતા ફરશો તો પરિણામ બુરૂં આવશે ! શેડ ચેતી જશે.

**રોશન**—વારૂ તું જા, હું સુઇ જવસ. તું મને ઉઠાડવા ના આવતી, મને જરૂર પડશે તો ચંગ વજાડશ.

(રોશન અને સુના જાય છે. બીજી તરફથી ભીખો લથરપથર હાલતમાં આવે છે, હીરાજી તેનો કાન પકડી ખેંચતાં જણાય છે.

**હીરાજી**—કેમ વળી મફતનો દારૂ મલ્યો તે ઢીચીને તુફાન મચાવવા માંડયુંચ કે ? ચાલ જઇને સુઇ જા.

**ભીખો**—(કાન છોડવતાં) હીરાજી શેડ કાન છોડો, દારૂની હું કદી અડાસે જતો નથી.

**હીરાજી**—જુઠું બોલેચ ? આય તારી ફરેકાર વાસવાસ મારેચ, ને પગબી ઠરતા નથી એવો તું છાકટો બન્યોચ.

**ભીખો**—મોહોનું સંભાલો. તમે મારા જેવા ઇજ્જતદાર માનસને છાકટો કેહવોચ? મારૂં અપમાન કરોચ ? (હીરાજીના દિલપર લપેરા ખાયછ) છાકટો માનસ કદી ખોટું બોલતો નથી; કેમકે જુઠી વાતો બનાવી વાતો કરવાની તેનામાં બુદ્ધિજ હોતી નથી.

હીરાજી—કમબખત નથી સદતો, તો પી શું કામ મરેચ ?

ભીખો—અરરર એતો તમે મારૂં લાયબલ કીધું. યાદ રાખજો—છાકટો માનસ કોઇ પાસે કોઇની ગીબત કરતો નથી; કેમકે કોણુ–કોઇ શું બોલ્યું તેની તેને યાદજ હોતી નથી.

હીરાજી—ચાલ અહીંથી બહાર જા, નહિ તો બૉય બટલર પાસે ઉંચકી ફેંકી દેવડાવસ.

ભીખો—(લથરપથર ચાલતાં) હું, બધું સમજાુંચ, તમારી આંખ છેની તે પેલી સુના ઉપર છે. (હસતાં)પણ યાદ રાખજે હીરા, કે તારા ભેજાના કીડાને તે સપાટે સપાટે ઝપેટી સાફ કરસે, કેમજે સુના તો મારી છે, એબી નસીબની વાત છે. (હસતો ચાલી જાય છે.)

હીરાજી—જે છોકરીના ભોગ લાગા હોય તેજ એવાને બસ પડે. મેંબી આવા છાકટા સાથે વાત કરવામાં મુરખાઇ કીધી, ફોકટનો વખત ગુમાવ્યો.

(બેજન પાછળથી દાખલ થાય છે.)

બેજન—(દાખલ થતાં) મી૦ હીરાજી તમે દુરના દુર કહાં ફરોચ ? પેલીગમ સર સોહરાબશાહ તમુને શોધતા ફરેચ.

હીરાજી—હું તહાંજ જાઉંચ. આજે હમારા શેઠ ઘણાજ ખુશ મુડમાં છે.

બેજન—કાંય નહિ હોય ? બુઢાપાના વખતમાં કિરતી, જુવાન મોહોરદાર, મબલખ પૈસો, ને લોકોમાં ઇજ્જત, માન એ સઘળું જેને નસીબે હોય, તેના જેવો આય ધરતીપર સુખી બીજો કોણ કહેવાય ?

(અત્રે હીરાજી નમીને જાય છે, બીજી ગમથી સુના દાખલ થાય છે.)

સુના—કેમ બેજનજી શેઠ તમે મને મેળાવડામાંથી અહીં આવવા કહ્યું તે મારૂં કંઇ કામ છે ?

બેજન—હા મને તારૂં કામ છે, તેથીજ તુને બોલાવી સુના. મને નહિ કેહે ? રોશનબાનુ પોતાના રૂમમાં એટલા જલ્દી કાંય ચાલી ગીયાં ?

સુના—બાદજીની તબીયત દિનપર દિન ઘણીજ બગડતી જાયછ. તેવણુ નિરાંતે કદી સુતાં નથી. રાતના રોજ ઉંઘમાંથી ઉઠીને જોયા જાણ્યા વગર બહાર નિકળી પડેચ, તેથી ધાસ્તીને લીધે હું એવણુ પાસેજ રોજ સુઉંચ.

**એજન**—જો સુના હું આય ઘેર સદાનું છોડી જાઉં તે આગમજ તારાં બાઇ સાથે મુલાકાત કરવાની મને તક આપ.

**સુના**—એજનજી શેઠ તે કેમ બને? રાતની વખતે બાઇની મુલાકાત કેમ કરી થાય? જો શેઠ જાણવા પામે તો જોવા જોગ રોખરૂ જાગશે. એજનજી શેઠ ખુદાને ખાતર રાત પડી બાઇની મુલાકાત લેવાનો ખ્યાલ છોડી દેવો; એમાં તમો બન્નેનું ભલું છે.

**એજન**—જો સુના મારીપર એટલી મેહેરબાની કર, મને બાઇ સાથે હમણાજ મેળવી આપવામાં મદદ કર.

**સુના**—એજનજી શેઠ માફ કરો. મને તમારી દયા આવેચ, પણ દિલગીર છેઉં કે આય વાતમાં હું તમોને મદદ કરી શકતી નથી. મારૂં જીગર રાત દિવસ બાઇ ખાતર બળીજળીને ખાખ થાયચ.

**એજન**—એ હું બધું જાણુંચ.

**સુના**—તેમના સુખ માટે મારા જાનનોબી ભોગ આપવો પડે તો હું તે આપવાને ડરૂં નહિ જો!

(બહારથી સર સોહરાબશાહનો અવાજ આવે છે.)

**એજન**—(સ્ટેજની બીજી તરફ લઇ જઇ) વારૂં સુના મેં મોકલાવેલું કાગળ રોશનને પુગું તો હોશે? મારા કાગળમાં મે છેલ્લી સલામનુંજ એક લાગણી ભર્યું લખાણ શિવાય કશું બેઅદબી ભર્યું લખ્યું નથી.

**સુના**—તમારા કાગળ પછીજ તેવણની તબીયત વધારે બગડીચ. (સોરાબશાને આવતાં જોઇ) લેવો મોટા શેઠ અહીંજ આવેચ, હું હવે જતે.

(સુના જાય છે. સર સોહરાબશાહ થોડાક પરોણા સાથે દાખલ થઇ સર્વેને વીદા કરે છે.)

**સર સોરાબ**—ગ્રહસ્થો હું કહેવાને દિલગીર છેઉં કે લેડી રોશનની તબીતમાં એકાએક બગાડો થવાથી તમુને જતી વખતે મળી શકયાં નથી.

**૧ મિત્ર**—કંઇ નહિ સાહેબ, અમારી ભલી દુવા એવણને કહેશો.

**૨ મિત્ર**—તમારી આજની સુંદર પારટી માટે આભારી છિયે.

**૩ મિત્ર**—હંમેશાં એવા ભલાઇના મેળાવડા કરતા રહેશો. સાહેબજી.

**સર સોરાબ**—મી૦ બેજનજી હું તમારો ફરીથી આભાર માનુંચ, તમારા લાગવગથી અને મહેનતથીજ ઘણે મોટે ભાગે મને 'વોટો' મળવાથી 'કાઉનસીલ' માં હું દાખલ થવા પામ્યોછ.

**બેજન**—તમારા સંખ્યાબંધ મિત્રોએ જે કીધું તેજ મેં પણ કીધુંછ. તેથી વધુ કશું કીધું નથી. તમારી લાયકી માટે આભારી છેઉં, હવે રજા લેતે. સાહેબજી (તે જાય છે.)

**સર સોરાબ**—(બેજનને ધારીને જોતાં) કેવો નમાનો અને લાયકીવાલો છે? એણેજ મને ડગલે અને પગલે મદદ કીધી, તેથીજ હું પેહેલી હરોળમાં 'વોટ' મેળવવામાં ફાવ્યોછ; પણ એ મારી સાથે 'પરસનલ' ઝાઝો ભેળાતો નથી એ અજબ જેવું છે, (સુનાને આવતાં જોઇ) સુના રોશનબાનુ કહાં છે?

**સુના**—સાહેબ, બાઇજી કહારનાં સુઇ ગીયાંછ મને કહી રાખીયુંછ કે ગમે તે કારણે પણ ઉંઘમાંથી ઉઠાડવાં નહિ. આજે તો તેવણની તબીયત ઘણીજ બગડી આવીચ. હું તેવણ આગળજ સુઉંછ, તમો શેઠ ફીકર કરશો નહીં (જાય છે)

**સર સોરાબ**—(ગમગીનીથી મનસે) રોશનની બેચેનીનું કારણ સમજી શકાતું નથી. જયારેબી હું જોઉંછ ત્યારે એ ઉદાસ ને ગમગીન ફરતી જણાયછ; અગાઉની માફક મારી સાથે દિલ ખોલીને વાત કરતી નથી, તેમજ હું કંઇબી પુછુંછ, તેનો જવાબ પણ બરાબર આપતી નથી. એને માટે ડો૦ જીજીભાઇને પુછયું તો, તેવણ કહેચ કે એને તનની બિમારી કરતાં મનની બિમારી વધારે લાગેછ, તે શું હોશે? એની ઉંઘમાં ચાલવાની આદત પાછી ઉભરી આવીછ, તેથી તો એ મુંઝાતી નહિ હોય? આજના મેલાવડાની શરૂઆતમાં એ ખુશહાલ ફરતી જણાતી હતી, પણ પછી એકાએક ચાલી જવાનું એને શું કારણ મલ્યું? બીમાર છે એમ કહી સર્વે પરોણાઓને વિદાય કીધાં, પણ મારૂં મન માનતું નથી. એના દિલનો જેબી ભેદ હોય તે મારે જાણવો જોઇએ. હમણા તો રાત

ઘણી ગુજરીછ. હુંબી 'ટાયર્ડ' થઇ ગીયોછ, એટલે સુવા જાઉંચ. સહવારે એને સમજાવીને પુછસ ને ખુલાસો મેળવસ. (જાય છે)

[ બીજી ગમ થી બીખો આજુબાજુ જોતો આવે છે; તદન હુશીયારીમાં છે ]

બીખો—ચાલો બધાં પાપ પત્યાં. હવે ધભરાવા જેવું કશું નથી. હવે તો આય તમામ સામાન ઝાડીઝુડીને સાફ્સુફ્ કરવાનું અને ગજ્યાં ભરવાનું કામ મારૂંજ છે. ચાલ્ બીખા કદમ લંબાવ. હવે રસ્તો તદન સાફ્ છે, એબી નસીબની વાત છે.

(જાય છે.)

---

## અંક ૨ જો-પ્રવેશ ૨ જો.

### સ્થળ-સ્ટેશન રિફ્રેશમેંટ રૂમ.

( ફ્રેદુન ટીટીના, માકા સાથે દાખલ થાય છે )

ફ્રેદુન—માકા ! હૂં જનમ્યો ત્યારથી આજ સુધી આવું અપમાન કદીજ ખમ્યું નથી. પેલા હોમી હોમાવંદે મને મારા સાસરીયામાં એવી તો નાલાયક ચાલ ચલાવીચ કે, હું તેને કદી માફ્ નહિ કરસ.

માકો—હવે તમારી ખાતરી થઇ? તમે કેવા લુચ્ચા માનસ સાથે દોસ્તી કીધીતે ?

ફ્રેદુન—એતો મારા સારા નસીબ કે આવી હલકી, તોછડી ફ્રેમીલી સાથે હું સંબંધમાં આવતો બચી ગયો. આય ડૉ૦ જીજુના ભત્રીજાની ચાલ ઉપરથી એમના ખાનદાનની ધન નસલ મળી ગેઇ.

માકો—શેઠ હું તમારે જગે હોઉનીતો, આવા અપમાનનું વેર જાતે જઇ એવું લેવું કે બધા હરનફ્રાર થાય; ને એ હોમી ટૉમી પન નહાસી છુટે.

**ફ્રેદુન**—હવે જોતો ખરો, હું પોતે ફરી જાતે જઇ મારા અપમાનનો જવાબ મેળવશ. જવાબ નહિ મળશે તો આબરૂનો જવાબ કોર્ટમાં માંગશ. મને જેટલા તેણે અપમાન કીધા તેના વ્યાજ સીકે હું અપમાન કરશ પણ એને નહિ છોડશ.

**માકો**—એવુંજ કરજો શેઠ, નહિ તો આપરી આબરૂની દાણાદાણ થઇ જશે.

**ફ્રેદુન**—તું હવેજ જોશે. પન જોની મારા બાવા કેટલા મુરખ કે આવા હલકા, 'મેનર્સ લેસ ફેમીલી'માં જોયા જાણ્યા વગર મને ધકેલી દીધો? ચાલ તું પન સાથે ચાલ. આપરે મારતી મોટરે જઇ આય ડૉકટર, તેના નવા જમાઇ સોરાબશાહ, તેની દીકરી, તેનો ભત્રીજો એ સઘળાને આપરો હાથ બતાવી આપશું.

(ફ્રેદુન ટીટીના અને માકો જાય છે. બીજી ગમથી ભીખો દાખલ થાય છે.)

**ભીખો**—ચાલ જરા મન વેરવા અને થાક ઉતારવા ભીખા તારે માટે આય જગીયા ઘણી લાયક છે.

(એક પારસી દાખલ થાય છે.

**૧ પારસી**—(મનસે) હવે આજે આખો દિવસ રખડી એ હોમી હોમાવંદને સોધી કાઢવો પડશે.

**ભીખો**—(સ્વગત) એ આય કોઇ સાહુ બીલ્લુ લાગેચ. અંદા પેહેલે તપાસી જો, કોઇ તારો આગલો ઓળખીતો તો નહિ હોય?

**૧ પારસી**—સાહેબજી મીસ્ત, તમારૂં નામ શું?

**ભીખો**—દોરાબજી ગંદેવ્યો (સ્વગત) નખોતગીયો સી. આઇ. ડી. નું કોઇ ભોસ્યું નો નથી?

**૧ પારસી**—ત્યાં હોમી હોમાવંદ નામનો એક જવાનીયો આવીને ઉતર્યોચ તેને ઓળખોછ કે શેઠ?

**ભીખો**—નહિ બા. તેનું કંઇ કામ છે?

**પારસી**—હાજી. તેના લક્ષાપતી બાવા ખાનબહાદુર અરદેશર હોમાવંદ મોતને બિછાને પડયાચ; તેવણ પોતાના એક પુરા દીકરાને મળવા ઇંતેજાર બન્યાચ.

**ભીખો**—(સ્વગત) લખોપતી બાવા? ને તેબી વળી મરી જાયચ! કેટલો લખી પોર્યો; એબી નસીબની વાત છે.

**પારસી**—શેઠ જવાબ આપશો?

**ભીખો**—મારા સાહેબ એટલા બધા ઉતાવળીયા ના થાવો. ધીરજથી વાત કરો તેટલાં મારા તરફથી એક પેગ પીતા જાવો ને મને હકીકત જણાવો, હું તમુને તેને શોધી કાઢી મેળવી આપીશ.

**પારસી**—અરે એમ કંઇ હોય? હુંજ તમુને ઓફર કરવાનો હુતો. (મોટે) બોય, બોય.

**ભીખો**—વેટર! વેટર! મી૦ પીટર જલ્દી આવ.

(પીટર આવે છે.)

**પારસી**—દેખો બોય હમ દોનો કે વાસ્તે 'ટુ દબલ પેગ' જલ્દી મેકહેસ્ટ.

**પીટર**—અભી લાતા સાહેબ. (જાય છે)

**ભીખો**—(સ્વગત) દારૂ પાઇ વાતતો પડાઉં; કે કંઇ મારો હુન્નર અજમાવી શકું. (મોટે) તમે મને શરમાવોચ હં.

(પીટર બે મોટા પેગનું ગલાસ અને સોડા લઇ આવે છે, અને મુકી જાય છે. બન્ને ગલાસમાં સોડા નામવા માડે છે તેટલાં હોમી દાખલ થાય છે)

**હોમી**—(સ્વગત) ગેહ સારવાનો વખત થઇ ગયો, તે નાક ફાટ ફાટ થાયછ, પણ ખીસામાં કેલી એક આનો છે. હવે કોણુને વેતરૂં? આય બે જણા છે, એમાં કોણુને બનાઉ? (પાસે જઇ મનસે) હજી બન્નેએ પીધો નથી, તેટલાં જેનું ગલાસ અનટચ હોય તેનેજ અજમાઉં (ભીખો ઝટ પીવા માંડે છે, પારસી ગલાસમાંનો દારૂ પીવા જાય છે તેટલાં) મીસ્તર, મારી સાથે એક આનાની સરત મારોચ? આય ગલાસ તમારી આગલ ઉભો રહીને તમે નહિ જોવ તેમ પી જાઉંચ. બોલો જોઉં?

**પારસી**—કબુલ-કબુલ. જોઉં પીવો? (હોમી ઝટ ઉઠાવી પી જાય છે) હૂરેરેરે? મીસ્તર હું તો તમુને જોઇ શકુંચ. બાવા તમે સરત હારી ગીયા.

**હોમી**—(કોહેલું મ્હોનું કરી) શરત હારી ગીયો? લાચાર. લેવ બા આય એક આનો તમારો (આનો આપે છે)

**પારસી**—ને પેગના બે રૂપીયા તોલોની?

**હોમી**—હેં? પેગના પૈસા ચુકવવાની કહાં સરત હુતી?

**પારસી**—(સ્વગત) નખોત ગીયો એતો મને નડી ગીયો, બનાવી ગીયો.

**હોમી**—એમ ના ધભરાવો. આય બેયના હાથમાં દોઢ ચાટલો ઠેસવી ચાલતા થાવો (ફફડતો ચટકતો પારસી જાય છે)

**ભીખો**—મીસ્તર મારા પેગના પૈસા ના આપતા, તમારૂં તમેજ ચુકવી જજો (સ્વગત) મારા બાપ, આય તો મારા કરતાંબી મવાલી દેખું (મોટે) સાહેબજી, મીસ્તર. તમારૂં નામ શું? આવો, આવો બેસો.

**હોમી**—હોમી હોમાવંદ. (સ્વગત) જોઇએ હવે એને વેતરવાની તક મળે તો સારૂં.

**ભીખો**—(સ્વગત) પેલો પારસી જેને સોધતો હતો તેજ એ લખો-પતીનો છોકરો દેખાયચ. એની સાથે દોસ્તી પડે તો બેહેડો પાર. (મોટે) મી૦ હોરમસજી હું તમુને ઓળખુંચ, તમે તો ખાન બહાદુર અરદેશર હોમાવંદના બેટા થાઓની?

**હોમી**—(સ્વગત) એ મને કહાંથી ઓળખે? (મોટે) હાજી, તમારૂં નામ શું?

**ભીખો**—દોરાબજી ગંદેવીયા.

**હોમી**—ઓહ! 'આઇ એમ સો ગ્લેડ ટુ મીટ યુ!' (શેક હેંડ કરે છે)

**ભીખો**—વેટર! વેટર! દુસરા દો પેગ લાવ (પીટર આવે છે)

**પીટર**—(ગુચવાઇ) સાબ પેગકા પૈસા કૌન દેગા? તુમ દેગા?

**ભીખો**—હાસ્તો જાવ. (પીટર જાય છે)

**હોમી**—નહીં-નહીં-મીસ્ટર ગંદેવીયા, પૈસા મને આપવા દેજો. ખુદાના હુકમથી મને શું ખજાને ખોટ છે? (પીટર ટ્રેમાં ગલાસો સોડા સાથે લાવે છે.)

**ભીખો**—તે તો હું પણ જાણુંચ. મી૦ હોમીસા તમારી સાથે ઓળખાણ પડવા માટે હું પોતાને ભાયગશાળી સમજુંચ.

**હોમી**—(મનસે) મારા બાવાના નામપર ભોળવાઇ ગએલો દિસેચ. જો એને ખબર હોત કે હું ઓવાર નિવાર થએલો છેઉં તો

મારેથી દૂરજ નહાસતે (મોટે) તમારી સાથે દોસ્તી પાડવા માટે હું ઓછો ખુશી નથી! (બન્ને પીએ છે.)

**ભીખો**—(મનસે) એ જો જાણુસે કે હું 'જેલબડ' છેઉં તો મારી આગળથી ઉભી પુછડીએ નહાસતે (મોટે) તમે રેહવોચ કહાં?

**હોમી**—હયાં સંગમબ્રીજ આગળ અમારો મોટો બંગલો છે. ગમે ત્યારે આવજો. 'યૂ આર ઑલવેજ વેલકમ.

**ભીખો**—(પીતાં પીતાં) આવસ, આવસ, જરૂર આવસ. (મનમાં) ને ત્યાં હાથ મારવાની તક શોધતોજ રહેવસ.

**હોમી**—(સ્વગત) ને ધક્કેલો ખાઇને જજે. (મોટે) બીજું કંઇ મંગાઉં? શું લેશો?

**ભીખો**—નહીજી 'થેંકયુ'. બસ! (સ્વગત) બચ્ચા ભવિષ્યમાં તુને એવો કાપુંચ, જોતો ખરો.

**હોમી**—શું કેહું? અરે એક વખતે મુંબઇના તાજમહાલમાં મારો રકાસ થતો બચી ગીયો. ખાઇ પીને જોઉંચ તો મારી પર્સ ગુમઇ ગયલી. પછી એક બીચારો તમારા જેવો જરથોસ્તી હતો, તેણે તરત દશ રૂપીઆ કાઢી આપ્યા; ને બીજેજ દહાડે મે તેની ઉપર તેની લાયકી માટે દસને બદલે સો રૂપીયા મોકલી આપ્યા

**ભીખો**—(છલકાઇ જતાં) શાબાસ! તમે તો કોઇ ખરા જરથોસ્તી શેઠીયા લાગોચ? (સ્વગત) ખુદા કરે ને આજે એની પાકીટ ગુમાઇ જાય?

**હોમી**—(ગજવાં ખોળતાં ગુંચવાઇ) અરે!

**ભીખો**—શું છે મી૦ હોમી?

**હોમી**—મારી 'વૉલેટ' નહિ મળે? કોઇ સાળુત ખીસું કાતરી ગીયું. (ફાટેલું ગજવું બતાવી) સારૂં થયું કે ફક્ત બે ત્રણ હજાર રૂપરડી હતી, પણ હમણા બીલ સૌ ચુકવવાનું છેની?

**ભીખો**—કંઇ નહિરે સાહેબ, હું આપું? કેટલા જોઇએ?

**હોમી**—(સ્વગત) કપાયો મારા બાપ. (મોટે) હાલ બંગલે જતાં સુધીમાં ૧૦–૧૫ હોસે તો બસ. (સ્વગત) મને સ્વદેશી કપડાં પણ ખરીદવાનાં છે.

**ભીખો**—લેવો બાવા. (૧૫ રૂપીઆ આપે છે)

**હોમી**—થેંક્યુ, તમારૂં એદરેસ મને આપો. તમે ખુશી ને અજબ થશો તેટલાં બધા ઉમેરીને પાછા મોકલાવી દેવશ.

**ભીખો**—તમારી મહેરબાની છે તો બસ. ફરી મલસું ત્યારે થઇ રહેશે. (પીટરને બોલાવે છે) ઇધર લાવ. ઇધર લાવ. (પીટર બીલ આપે છે.)

**હોમી**—અરે નહિ હું આપુચ (બીલ ખેંચી લઇ) પીટર એ બીલકા રૂપીયા લેવ, ઔર તુંમકો રૂપીયા એક બક્ષીસ.

**પીટર**—(સ્વગત) એહેં ? આજ હોમી શેઠને બીલ દીયા ઔર ટીપભી દીયા ? એ ઇતના લેહેરી કયસા હુવા ?

[પીટર ખુશી થતો જાય છે, ભીખો, હોમી બગલમાં હાથ લઇ ગીતો ગાતાં દોડી જાય છે.)

ગાયન.

**ભીખો**—દોસ્તી પડી આજે આપણી સદા નિભશે યાર
(સ્વગત) બચ્ચા જોજે તારૂં કેવું સાફ કરૂંચ ઘરબાર.

**હોમી**—ખુશી છું હું ખરેખર, બન્યા તમે દોસ્તદાર
(સ્વગત) સપડાયો એબી સાબુત, કપાયો ચીકાર.

કોરસ.

**ભીખો**—નિભાવશું દોસ્તી યાર
કરશું મજાહ બિસીયાર

**હોમી**—(સ્વગત) જો પાછો મળ્યો કોઇ વાર
બુરો થશે અવતાર.

**ભીખો**—બંગલે આવશ વારંમવાર

**હોમી**—(સ્વગત) થજે ધકેલા ખાઇ હાડમાર.

**ભીખો**— તમે ખરા શેઠીયા છેઓ ઉદાર

**હોમી**—(સ્વગત) હા—ઉલથાપનો સરદાર.

---

## અંક ૨ જો–પ્રવેશ ૩ જો.

——:o:——

### સ્થળ–બીજું દિવાનખાનું.

[ સણગારેલું દિવાનખાનું. રાતનો વખત, રાત તુફાની. બહારથી ઉઘડતી કાચની બારી જણાવી. કાગળ વાંચતા સર સોરાબ દાખલ થાય છે.)

**સર સોરાબ**—ઘેરમાં કોણ ચોર પેઘો પડયોચ તે હજી સુધી પકડાતો નથી. રોજને રોજ કંઇને કંઇ ચોરી થતીજ રેહેચ. મારી હીરાજડીત દાબડી ચોરાઇ, રૂપાંના ચમચા કાંટા ચોરાયા, અને કેશ બોક્ષમાંથી અવાર નવાર નોટો ને રૂપ્યા પણ ચોરાયછ. એ માટે સી. આઇ. ડી. ખાતાંને કામ સોંપેલું હતું તેના તરફનું આ.ય કાગળ આયુંચ. (મનમાં વાંચી જોઇ) છુપી પોલીસ ખાતું ચબરાક તો ખરૂં, અંહી થતી ચોરીની તપાસ કરવાનું કામ શરૂ પન કીધુંચ ને કંઇક તેનો પત્તો પણ તેઓએ મેળવીગોચ, એમ એમા લખેચ. (મનસે) ઠીક છે, હવે ચોર ઝાઝા દિવસ પોલીસના હાથમાંથી છટકી શકવાનો નથી.

(સામેથી રોશન હાથમાં બળતી કેંડલસ્ટિક સાથે છુટા બાલોમાં, કીમાનો પેહેરેલા હાલતમાં ઉંઘમાં ચાલતી દાખલ થાય છે. આંખો ખુલ્લી ને સ્થબ્ધ છે.)

**સર સોરાબ**—(અજાયબીથી) એ કોણ? રોશન!

**રોશન**—(મનસે) આજે તુફાન કેવું ચોતરફ ફરી વળીયુંચ! વિજળીના ચમકારા અને વાદળનાં ધડક ધુજારા મને નચિતે સુવા દેતા નથી. (બારી પાસે જતાં બત્તી બુઝાય છે 'કેંડલ બાર બાજુ મુકી પરદો સરખો કરે છે) તું ના જા! આવી અંધારી તોફાની રાતનાં અંહીંથી ના જા!

**સર સોરાબ**—(તેને દુરથી બરાબર તપાસી) એતો ઉંઘમાં છે. લાંબા વખત પછી એની ઉંઘમા ચાલવાની ટેવ પાછી ઉભરી આવેલી લાગેચ.

(સર સોરાબશાહ રોશનને જાગૃત કરવા તેના ખભા-પર હાથ માયાથી મુકી જાગૃત કરવા જાય છે, તેટલાં તે બોલવા માંડતા હાથ ખેંચી લઇ શકમંદ બને છે.)

**રોશન**—ઉતાવળ કરો! 'કરટન' છોડી દેવ! તમે જલ્દી જાવ. જો સહવાર વેર અંહીં રેહેશો તો જોજો હું પકડાઇ જવશ. હું રસ્તો બતાઉં તેમ નહાસો! તેવણુ ઘરમાં નથી, તેટલાં તમે નહાસો.

(સર સોરાબશાહ રોશનના બોલો સાંભળી અવાચક થઇ દુર ઉભા રહી સમજે છે. રોશન બારી ખોલે છે.)

**સર સોરાબ**—(અજાયબીથી) "તેવણુ ઘેરમાં નથી, તમે નહાસો." એ કોણુને માટે બોલતી હોશે? એ ઉંઘના ઘેલાપણામાં તો કંઇ બોલતી નહિ હોય? ખુદરતી મારા દિલને દેહેશત લાગેચ. શું કરૂં એને જાગૃત કરૂં કે સાંભળું? બસ મારે સાંભગવુંજ જોઇએ! એને બોલવા દેવી જોઇએ!

**રોશન**—(જુસ્સાદાર દેડાવથી) થોભી જાઓ. તમે તમારી જીંદગીને જોખમમાં નાખોચ, બારીંપરથી પગ જરા છટકશે કે, તમે નીચે પડી મરી જશો, મારાથી તે નહિ જોવાશે. મારા જાન! માની જા! (થોભી) પણુ જો તું અહીં થોભશે તો પકડાઇ જશે! મારી ઇજ્જતની ધુળ થશે!

**સર સોરાબ**—હું આ સ્વપનો જોઉંચ કે જીવતો જાગતો દેખાવ જોઉંચ? એ આય હું શું સાંભળુંચ? એ દીવાની તો નથી થઇ? નહિ નહિ! પણુ એની જબાનથી નિકળતા આય ભેદી બોલો મને દિવાનો બનાવી મુકવાને પુરતા છે. રોશન! રોશન! હું ચાહુંચ કે તારે માટેની મારી ગણુત્રીમાં હું ખોટો પડું!

(પોતાનું નામ સાંભળી અવાજ તરફ જરા ફરી ઘભરાટમાં બન્ને હાથો હેબતથી છાતીપર મુકી ધુજે છે.

**રોશન**—એતો મારા ધણુંનો અવાજ? ચુપ! જો તુને એ અહીં જોશે તો જરૂર મારી નાખશે (જરા ફરીને આગળ વધતાં) માટે ચાલીજા.

**સર સોરાબ**—(સ્વગત) ઓ ખુદા! આય સાંભળતાં મારાં કાન બેહરા કેમ થઇ જતા નથી? અરે એવું બોલતાં એની જબાન કેમ ખેંચાઇ જતી નથી? ઓ બેવફા રોશન! મારા સચ્ચા પ્યારનો આવો બદલો? મારી સાથે આવો દગો? પણ હજી સુધી એ તેનુ નામ બોલતી નથી. મારે શાંત થઇને એ આગળ શું બોલેચ તે સાંભળવું જોઇએ!

**રોશન**—છેલ્લી સલામ! વ્હાલા તારા કાગજો હું રાખી શકતી નથી. હું તેથી ઘણી ડરૂંચ! હું હવે દુનિયાની દરેક ચીજોથી ડરૂંચ! જો! જો! મારા હાથ કેવા ધ્રૂજેચ? આવા તુફાન વચ્ચે પણ મારા હૈયાના ધભરાટનો અવાજ વટીક સંભળાયછ! જાવો! જાવો! મારો ધણી આવે તેની અગાઉ તમે નહાસો! સહવારે આપુને નવી ઉમેદો મળશે! ગુડ નાઇટ!

**સર સોરાબ**—એની પાપી જબાનથી નિકળતા બોલો મારૂં હૈયું ચીરી નાંખેચ! એ કોણુ નાપેકારને માટે બોલેચ? તેનું નામ હજી સુધી જણાવતી નથી. મારા દુશ્મનનું નામ મારે જાણવું જોઇએ. એ જાગૃત થાય તેની અગાઉ એના મહોનેજ તે નેહસ્ત નામ નિકળવું જોઇએ!

[સોરાબશાહ તેના ચાલવાના રસ્તામાં ખુરસી અફાળે છે. રોશન વગર જોવે તેને અથડી હડસેલે છે. ખુરસી પડવાનો અવાજ થતાં તે ચોંકી બુમ પાડે છે]

**રોશન**—(અથડતાં) અરે એ પડી ગીયો! વ્હાલા બેજન! બેજન! હું તારા વગર હવે કેમ જીવશ?

**સર સોરાબ**—હંય! એ કોણનું નામ બોલી? બેજનનું? શું બેજન બદમાશ નિકળ્યો? જેને મેં જીગરથી ચાહ્યો! અરે જેને મેં પોતીકો ગણ્યો, તેજ એક ઝેરી સાંપ બની, મારાજ ઘેરમાં ઘુસી મનેજ ડંખ્યો? ઓ કમીના બેજન! તારો દોજખમાંથી ઠાર થવો મુશકેલ છે!

[રોશન જાગૃત થતી હોય તેમ જાગ્રત થતી ધભરાય છે, તેટલાં સોરાબશાહ તેને પોતાની બાથમાં પકડે છે]

**સર સોરાબ**—અરે પણ એ જાગૃત થાય છે! મારા ગુસ્સાને દાબી મારે શાંત થવું જોઇએ! મોટે રોશન. (હોશમાં આવેચ, સોરાબશાહ તેને ખુરસીપર બેસાડેછ) બિહીતીના રોશન, એતો હું છેઉં!

[ આ વેળા રોશન તદન જાગ્રત થાય છે; પોતે ક્હાં છે તે આસપાસ ફરી જોઇ, દેહેશતથી ડરી જાય છે. સોરાબશાહ પોતાના મનપર કાબુ રાખી નરમાશથી વરતે છે, રોશન ખુરસી પરથી ચમકીને ઉઠે છે. ]

**રોશન**—કોણ સોહરાબશાહ? હમણા શું બન્યું? હું શું બોલી? હું કહાં ઉતી? (માથું દાબતાં) મારી છાતી ધડકેછ! માથું દુખેછ! હું અહીં કેમ આવી?

**સર સોરાબ**—તું આય દરવાજે ઉંઘમાં ચાલતી હમણાજ દાખલ થઇ, તારી ઉંઘમાં ચાલવાની બિમારી પાછી ઉભરી નિકળીછ. સારૂં થયું કે હું તારી નજદીક હતો.

**રોશન**—(દેહેશતથી ડરી) ફરી ઉંઘમાં ચાલતી આવી? (કરગરીને) હું શું બોલી તે મને કહી દેવ!

**સર સોરાબ**—(નરમાસથી) કંઇજ નહિ. તું કંઇ ભાગું તુટું નહિ સમજ પડે તેવું બોલતી હતી; તેટલાં મેં જાગ્રત કીધી. રોશન જા, તારા રૂમમાં જઇ સુઇ જા. સુનાને હું તારી પાસે મોકલી આપુંચ. તું ધાસ્તીથી ઉજળી પૂતી જેવી થઇ ગેઇચ, તુને 'ચેન્જ'ની જરૂર છે.

**રોશન**—હા ડીયર! મારી તબીયત હાલમાં જરા જરામાં બગડી આવેચ; તેથી મને ચેંજની ખરેખરી જરૂરત છે.

**સર સોરાબ**—(તાનાથી) હુંબી તુને જરૂરજ હવે લાંબી ચેન્જે મોકલવાનો વિચાર કરૂંચ; કે જેથી તહાં તારી તબી-યત સુધરી જાય; અને તારા મનનેબી શાંતિ મળે.

**રોશન**—(ભોળાઇથી) તમો ઘણાજ ભલા છેવ. હું તમારી ભલાઇને લાયક સદા થવા ઇચ્છુંછ.

**સર સોરાબ**—(અનકામાં) મને પન હાલમાં તેવુંજ દિસેછ. હવે તું સુઇ જા, સદુવારે ડોક્ટરને મળી બધી ગોઠવણ કરશું.

રોશન—(જતાં) 'ગુડ નાઇટ ડીયર હઝબન્ડ'!

(સર સોરાબશાહ દરવાજો બોલ્સો કરી રૂમ તરફ લઇ જઇ મુકી આવેચ, પોતાનો દાબી રાખેલો જુસ્સો તેનીપર ખાલી કરેચ.

સર સોરાબ—ઓ ખુદા! હું જાગુંચ કે ઉંઘાઉંચ? એ હમણાં શું બોલી ગઇ? "ડીયર હઝબન્ડ"! ઓ ઠગારી ઓરત હજી મને ઠગેછ? મને ચાહતી હોય તેવું ડોલ ઘાલી ભમાવેછ? ઓ રોશન! મેં તુને મારી પરણેતર બનાવી તારામાં વિશવાસ મુકયો! મારી આખી જીંદગી સાચ્ચાં જીગરના પ્યાર સાથે તુને અરપણ કીધી! તેનેજ તું બેવફા થઇ? તારાં પવીત્ર નામને કલંક લગાડી ગુન્હેગાર થઇ? અફસોસ: એક નીચને હાથ જઇ પડી મારી ઇજ્જતની ધુળધાણી કીધી. ઓ અભાગી રોશન; તારા ખાવીંદ તરફની પાક ફરજ ભુલી, દોજખને રસ્તે જઇ તું બહેસ્તનું સુખ સદાનું ગુમાવી બેઠીચ (ટેબલપરથી છબી ઉચકેચ) હા! આય છબી પરણીયા પછી રોશન સાથે મે પડાવીતી. આગલી મોહબતની કેવી યાદ આપેચ? (છબી તરફ મ્હોબતથી વરતી) રોશન, વ્હાલી રોશન, આપરે એકમેકને કેવા ચાહતાતા? અરે કેવી ખુશહાલ જીંદગી ગુજારતાં હતા? તારો પડીયો બોલ બજાલાવી હું તને સદા ખુશી રાખતો તો! તે શું તુ તમામ ભુલી ગઇ? (દુ:ખથી) મે તારો એવોતે શું ગુન્હો કીધો કે મને છોડી બીજાની થઇ? કેવા સાફ દિલથી ને પાક નજરથી મારી ગોદમાં બેઠીતી? (ગુસ્સે થતાં) હવે! હવે! ઓ કમબખ્ત રોશન મારાથી દુર થાયછ! તો પછી તુને! આય તારી સબીના ચિથરાંને, મારા જીગરથી મારે સદાની દુર કરવી જોઇએ. (ઉશકેરાટમાં છબીને ફાડી પગતળે મસળેચ) જા! મારી સામેથી જા! દૂર થા! નાબૂદ થા! (વધુ ઉશ્કેરાતાં) મારી આંખોમાં ખુન વરસી રહ્યુંચ, મારા જીગરમાં કીનાની આગ સળગીચ! ઓ નાપેકારો, તમોએ મારા સુખનું સત્યાનાશ વાળયુંછ! મારૂં જીગર જલતું બનાવી

મુકયુંછ! તેના બદલામાં યાદ રાખજો એ ચંડાલો! કે મારા જલતાં જીગરની આગ હવે કીનાના કેહેરમાં બદલાઇ, તમોપર વરસ્સે! વેરનો જબુન બદલો જરૂર લેશે! બસ કીનો! કીનો!

સીતમનો કહેર વરસાવીયોચ, બની મુદઇ તું નાબકાર!
બદલો વેરનો જો ન લઉં, તો પડે મુજપર ખુદાનો માર!

(ઉશ્કેરાયલી હાલતમાં ટેબલપર માથું નાખી પડે છે. ધીમે મ્યુઝીક વાગે છે.)

---

## અંક ૨ જો—પ્રવેશ ૪ થો.

—:o:—

### સ્થળ–ડૉ૦ જીજીભાઇનું મકાન.

(ડૉ૦ જીજીભાઇ, મેહેરૂં ને બચાં દાખલ થાય છે. તેમની સાથે હોમી અંદરથી ગાતો ગાતો આવે છે.)

### ગાયન.

હોમી—

હિંદ હમારો દેશ છે, હિંદ હમારી માત
માતા સુખી તો હમે સુખી, એવી હમારી જાત.
આપ્યા ભોગો આપશું, છિએ વફાની આરસી
સોના દુઃખે હમે દુઃખી, એવા છિએ હમે પારસી.
હિંદના હમે સપૂત, સદા રહીશું.—
આપીશું માતાને સુખ અખુટ
રહી સદા સાબુત—ખરેખરા.—

ડૉ૦ જીજુ—મી૦ ફ્રેદુન તમે કેવું સરસ ગાઇ શકોચ હું?

બચાં—ફ્રેદુનજી તમે ગાયન ગાવાની તાલીમ સારી લીધી હોશે, નહિ તો આવું સરસ કોઇ ગાઇ શકે?

હોમી—બાનુ તમારી વખાણુ માટે સેવક નમેચ.

બચાં—તમુને સાંભળનારા ઘણુાજ ખુશી થતાં હોશે?

હોમી—હાજી, હાજી, ઘણુાજ ખુશી થાયછ! (મેહેરૂને બાજુ) ડીયર આય દારાંમાય ટાહેલું મારો પીછો મુકતી નથી તે હવે કેમ કરૂં?

**મેહેરૂ**—(ચમટો તોડી) તમે લાલાજી તો બધીને રાજી રાખવા લભાસ મારીયા કરો ત્યારે એમજ ફ્રુસોચની?

**બચાં**—(મલકાતાં) હું પન મજેનું ગાઇ શકુંચજે; પન મારી સાથે હારમોનીયમ કે ફીડલ વજાડનારો હોશીયાર હોવો જોઇએ.

**ડૉ૦ જીજુ**—બેહેન બચાં, તું હાલમાં તારૂં ગાવાનું રેહવા દે, તારા લાયકના સુરીલા વજાડનારા મળશે ત્યારે હમુને સંભળાવજે, હમના તો ઘેરના કામકાજપર ધ્યાન આપો.

**બચાં**—તમો એવાજ ઉજબખ રહી ગયલાં. (ફ્રુફ્રડતી ચાલી જાય છે.)

**ડૉ૦ જીજુ**—દીકરી મેહેરૂ? તુને ખબર કે આજે આપરે ત્યાં વગર તેડેલો પરોણો ધાઇ પડનાર છે.

**મેહેરૂ**—પપા બોલોની તે વળી કોણ છે?

**હોમી**—તેનું નામ શું?

**ડૉ૦ જીજુ**—મને આય કાગળ બચાં પાસથી મળ્યુંચ. (હોમી પોતાનું કાગળ જોતાં ચોંકે છે) કોઇ કલમકસ, મગજનો ગેપ હોય તેમ, તેના આય કાગળ ઉપરથી જણાઇ આવેચ.

**હોમી**—તમેજ વાંચી જુઓની?

(બન્ને કાગળ મનમાં વાંચે છે ને હસે છે. મેહેરાં ડોળા ચઢાવે છે.)

**મેહેરાં**—(સ્વગત) આય અક્ષર તો હોમીનાજ લાગેચ. એ લાલાજીનું તો કંઇ કારસ્તાનતો નથી?

**ડૉ૦ જીજુ**—લખનાર કોઇ ઘણોજ ચકરમ ને ઉજબખ જણાયચ, હા હા હા.

**હોમી**—(તાનીતોડીને) હી હી હી હી—એ કોઇ જબરો ઇડીયટ હોશે, મને પન વાંચતા ઘણી રમુજ મળેચ (સ્વગત) હવે તો મારી ટાલકી સાફ થવાનો સોદો લાગેચ. રખેને મેહેરાંએ મારા અક્ષર ઓળખીયા હોય.

(ત્રણે વાત કરેચ ત્યાં પાછળથી બચાંમાય આવી પોતાના ખોવાયલા કાગળપર ટીકા કરતાં જોઇ ચીરડાતી ઉભી રહેચ.)

**ડૉ૦ જીજુ**—તેને આવવા તો દેવ, હું એને કેવો બેવકુફ પુરવાર કરૂંચ?

**હોમી**—જરૂર ! મને તો ઘણીજ ગમત પડશે.

**બચાં**—તમો લોકની 'રૂડ મેનર્સ' થી હું તદન કંટાળી ગેઇચ. એ હું નહિ ખમશ ! તમો લોકને મારૂં સારૂં-સારૂં કંઇજ જોવા નથી ગમતું તે હું બરાબર સમજુંછ.

**ડા૦ જીજુ**—ડીયર સીસ્ટર, તમે એમ તપી ના જાવો (કાગળ બતાવી) એ તો હું આય કાગળમાં જે સુરીયાનું લખીયુંછ તે વાંચીને હસતોતો (હસે છે) હા હા હા કેવું રમુજી લખીયુંછ ? (ત્રણે હસે છે)

**બચાં**—પન એમાં હસવાનુંજ શું છે ? (સ્વગત હોમીને) મી૦ ફ્રરદુનજી તમેબી પોતાનાજ લખેલા કાગળપર હસોછ એ નહિ સાંખસ ! (કાન ચીમટેછ)

**હોમી**—(બચાંને બાજુમાં) મારા હસવા માટે માફ કરજો. એતો જરા-રતી આય લોકને રમુજ મળી તેમાં મદદ કરતોતો. હસવાનો પણ ઉડતો રોગ છેની ?

**બચાં**—હું સમજુંછ બધું સમજુંછ (ચીરડાતી બીજી ગમ જાય છે)

**મેહેરૂ**—(અનકાથી હોમી તરફ જોતાં) ફુઇજી તમે આય જવાનજોત લખનાર શાએર ઉપર મીઠી નજર રાખતા રહેજો, તમે ગુસ્સે થશો તો તેનું મોતજ થશે.

**બચાં**—તમો બાપ દીકરીની તાનાજાણી હું નહિ સાંખસ જો ?

**ડા૦ જીજુ**—બેન તમે એમ તરીયાપાવપર ના આવો. આય જુવાની-યાને આવવા તો દેવ, અમો તારી સાથે તેને ગોઠવાની દરેક મદદ કરશું. મી૦ ફ્રરેદુન તમેજ મારી બેનને સમજાવી શકશો.

**હોમી**—(મનસે) ત્યારે તો મારી કમબખતી. આય ડોબાં સાથે હું એખલો રઉં ? એને હેંડલ કેમ કરસ ?

**મેહેરૂ**—(અનકાથી) હા, હા, મી૦ ફ્રરેદુન તમે મારા ફુઇને થંડા પાડી શકશો. આય કાગળનો અરથ ફુઇજીને મજેહનો તમેજ સમજાવી શકશો.

(બન્ને બાપ દીકરી અંદર જાય છે. આય વેળા હોમી અને બચાં વાંકી ડોકે એકમેકને શરમાઇને જોયા કરેચ.)

**હોમી**—(સ્વગત) હવે આય ઘેલું મારે ગળે ઓળગાયુંચ તે કેમ પટાઉં? (બચાંને)મારાં વ્હાલાં બચાં માય!

**બચાં**—જાબા! મને બચાંમાય શું કેહવોછ? મને બુચી કરીને કેહવો.

**હોમી**—(ઘેલા કાઢતો) બુચીમાય તમે કેવાં મજેહનાં લાગોછ હં?

**બચાં**—(મચકાઇ મરડાઇને) હું ઘણી ઘણી સરસ લાગુંચની? જા, બા! મને ના શરમાવો.

**હોમી**—પેલું મારૂં કાગળ તમે પોતે એ લોકોને આપ્યું કે? ઘણુંજ 'એબસર્ડ.'

**બચાં**—કોણ જાણે ભાઇને કેમ મલ્યું? એઓએ વાંચ્યું તેમાં તમારૂં દિલતો નથી ફરીયુંની?

**હોમી**—(સ્વગત)દિલતો ફરેલુંજ છે. (મોટેથી બચાંને એહેકાવતાં) મારૂં દિલ ફરેબી? જરાબી નહીં! મને પણ શરમ લાગેછ. (ઢોંગ કરેછ ને શરમાઇ મરડઇ જાયછ)

**બચાં**—(મચકાતી હોમીના દિલપર અઢેલાતાં) તમારી સાથે એખલાં પડી વાતચીત કરવાથી મને આય પેહેલીજ તક મળીચ. (મરડાઇને) જો તમે જાણુતા હોતે તો?

**હોમી**—(ઘભરાઇને ઉતાવળથી બોલેચ) અરે તે તો હું બધું જાણી ચુકોચ. તમારૂં દિલ; મારૂં દિલ, પેલાનું ઓલાનું દિલ, દરેકનું દિલ હું સમજી શકુંચ, પન (સ્વગત) હવે જો એને અત્રેથી પટાવી બધાં વચ્ચે લઇ જઇ નહિ મુકસ તો આય બલા જરૂર ગળે વળગી પડવાની. (મોટે) જુઓની! હમણા આપરે ડૉ૦ જીજીભાઇને જઇ મળી મીસ મેહેરૂને કંપની આપીએ; નહિતો તેઓ આપુને એખલાં અટુલાં પડેલા જોઇ અદેખાઇથી બળી જળી જશે.

**બચાં**—(શરમાઇને) એટલી બધી ઉતાવળ કાંય કરોચ? મને તો તમે ઘણાજ બિહીકણ લાગોચ?

**હોમી**—હું તો માખ, મચ્છર, ચલ્લી જેવાનો શેકાર કરી જાણુંચ, બાકી કુતરાં બીલાડાથી બિહીતોજ ફરૂંચ જો?

**બચાં**—(મરડાઇને) આપરે કેવી મજેહની વાતો કરીએચ હં?

**હોમી**—(તેને બનાવવા પેતરા કરતાં) હાજી હાજી ઘણી મજેહની! ગીલી ગીલી લાગે તેવી! પન મને કશું બોલતાં નથી આવડતું તે શું કરૂં?

**બચાં**—(હોમીના દીલપર ઢલી પડતાં) એવું એવું બોલી મને ના શરમાવો?

**હોમી**—નહીરેજી; તમે મારી મતલબ નથી સમજ્યા?

**બચાં**—(ઉશકેરાતાં) શું તમે એમ પતરી પડી મારૂં જીગર ભાંજી નાખવા માગોચ કે? હું તમારૂં માનવાની નથી, મારા જેવી નિરદોશને તમે ઠગોચ? ઓ ઘાતકી! જંગલી! સખત હૈયાના મરદ (ફેંટ થઇ હોમીના હાથમાં પડી જાય છે, તે ઑકવડ પોઝીશનમાં પોતાને જોઇ ઘભરાયચ)

**હોમી**—બચાંમાય! બચાંમાય! હું તમારા જીગરને કદી નથી છેડવાનો! (સ્વગત) એતો ચોખ્ખી માથે અને દિલપર પડીચ! હવે મારે કંઇ ગાંડુ ઘેલું બોલી એને બેહેકાવી નહસાડવી ઠીક થઇ પડશે. નહિતો એ જરા જરામાં 'ફેંટ' થઇ મારી પુઠ પકડશે. (તેને હાથમાં ઝીલેલી રાખી) ઓ આકાશની હૂરી ને દુનિયાની પરી, (આય વેળા અચાનક મેહેરૂ દાખલ થઇ, બનાવ જોઇ હેબતીને જોયા કરેચ) તારા સ્ટીલના છટકામાં પકડાઇ, જીગરમાં જકડાઇ, નક્શામાં અટલાઇ, શેરબજારમાં મોટે પ્રિમીયમે હું વેચાઇ ચુકોચ. તારી નજાકત, શરાફત—

**મેહેરૂ**—નફ્ટ! શરમ છે બન્નેપર! (મેહેરૂને જોઇ બચાં ખસીયાણી થઇ ઉછળી પડેચ, હોમી અકરવકરમાં પડેછ)

**મેહેરૂ**—(કાગળ હાથમાંનું બતાવતાં) કેમજી ત્યારે આય કાગળ તમેજ લખી આય મારા પુઠપર મરી પીટવા અત્રે આયા કે? શરમ છે! દગલબાજ બેવફા મરદ!

**હોમી**—(મહેરૂને બાજુમાં) નહિજી, એ તો બેવન ફેંટ થઇ ગીયાં તે સારવાર કરતો હતો. (બચાંને સ્વગત) બાનુ હવે જલ્દી અહીંથી ખરી જાવ! તમુને સામું ખરાબ ખરાબ લાગશે (મહેરાંને બાજુમાં) મારાં મહેરબાન વ્હાલાં મહેરૂ.

**મેહેરૂ**—દૂરજ રહેજે. વ્હાલાં ને મહેરબાન તમારાં હોય તેને કહેજો, મહોનું ના બતાવતાં.

હોમી—જરા મારૂં સાંભળશો નહિ ?

મેહેરૂ—હું એકબી બોલ સાંભળવાની નથી. એક મ્યાનમાં બે તલવાર રાખી રમત રમવા માંગતા હોશો, તો યાદ રાખજો તમુને બેહોરમત થવું પડશે. બેશરમ માનસ!

બચાં—શું એ બેશરમ છે?

મેહેરૂ—ઘણોજ બેશરમ.

હોમી—(પોતાના બન્ને કાન પકડી) હવે મારી પુરી કમબખતી જાગી. આય બન્ને વાવિઝોટાંની ચક્કિ વચ્ચે હું પુરો થઇ જવશ. (બીજી ગમ બચાંને સ્વગત) મારાં વહાલાં મીસ બચાં એકદમ ચાલી જાવો. હું ગાર્ડનમાં આવી બધો ખુલાસો કરી તમારા દિલનું સમાધાન કરસ.

બચાં—(બાજુમાં) જો નહિ આવી મલ્યાં તો ?

હોમી—( „ ) જરૂર આવી મલસ. હમણા તો પતો ?

મેહેરૂ—બચાં ફુઇ તમુને શરમ નથી આવતી?

બચાં—તું મારા કરતાં નાદાન છે, તુને દુનિયાદારીની શું ખબર ? મારા જેવી અનુભવી વચ્ચે આવતાં શરમાવું જોઇએ (બાજુમાં હોમીને) યાદ રાખજો ગાર્ડનમાં મને મળવા ભુલતા ના (જાય છે)

હોમી—(સ્વગત) હવેજ મારી કલેજીને સમજાવી લેઉંચ. (મોટે) મારી મેહેરૂ! તેં મારે માટે બુરો વિચાર કેમ કીધો ? હું એવો માણસ છેઉંબી ?

મેહેરૂ—હું હવે એક બોલ નથી સમજવાની. મારા પપા પાસે જઈ તુને ખુલ્લો પાડશ. તેવણ હમાલ સોડે તારો ગુણ કોથળો કરી રસ્તાપર નખાવશે ત્યારેજ જતો મુકશે.

હોમી—(બોચીયાં જેવો દેખાવ કરી મેહેરૂનો હાથ પકડતાં) હું માનુંચ મે તુને વેહેમાઇ જવાનું કારણ આપ્યું; મારૂં માન ડીયર, હું ખરૂં કહુંચ! પેલું કાગજ મે તારે માટે લખેલું હતું, પણ કમ ચોઘડીએ વેટર પીટરની ભુલથી બચાંને હાથ ગયું, અરે હું તો આય ઘડીએ તારી સાથે નહાસી જઇ લગનના પેવંદથી જોડાવા આતુર છું.

મેહેરૂ—(ઠંડી પડે છે) ચાલો ચાલો ફેંકો ના.

**હોમી**—નહિ! ખરૂં કેહુંછ. તારો બુઢો મારા જેવા કડકાબાલુસને જમાઇ તરીકે કદી કબુલ કરવાનો નથી. ને જો તું માને તો આપણે હમણા નહાસી જઇને અગિઆરીમાં લગન કરી આવીએ

**મેહેરૂ**—(હરખથી ઉછગી) શું તું ખરૂં કેહેછ?

**હોમી**—હા.

**મેહેરૂ**—અને મને જીંદગી વેર ચહાતો રેહેશે?

**હોમી**—જરૂર હું જીવસ જાગસ તહાં સુધી તુને ચહાતો રેહવસ. જેની સાથે પ્યાર કરવાની રજા આપશે તહાં જઇને લવ્હ કરસ! તારા હાથના લાઇસન્સ વગર કેથે દિલ નહિ લગાડશ! આય મારૂં વચન છે!

**મેહેરૂ**—જોઉં તાહારે આપણા માટે ગાડી, મોટર મંગાવી તૈયાર રાખ, હું તૈયાર થઇ આવુંછ.

**હોમી**—હું ઓય ગાડી, મોટર, ટાંગો, રેંકલો, પાલખી, રીક્ષા જે મળે તે લઇ આવુંછ

**મેહેરૂ**—તો વેકોની! જતા નથી ને ઉભા ઉભા જાઉંછ જાઉંછ સાનું કરોછ?

**હોમી**—આય ચાલ્યો (મનસે) ગજવામાં દોસમોરીયાં નથી તેનું કેમ કરૂ? (સામે જોઇ) અરે આય તો પેલોજ ફરેદુન આવી રહ્યોચ મને જોશે તો જરૂર જંગ જગાવશે.

**મહેરૂ**—મરેરે? ઘણીજ કમનસીબી. એને કોઇ રીતે નહસાડી નહિ શકશો?

**હોમી**—તું અંદર દોડ હું હવે તો બરાબર એ ઉલ્લુને ઉલકાવી નહસાડશ, નહિ તો એનો ગુણ કોથળો કરી રસ્તાપર નાખશ! પણ નહિ છોડશ (બન્ને દોડી જાય છે)

---

## અંક ૨ જો-પ્રવેશ ૫ મો.



### સ્થળ-સર સોરાબશાહના મેહેલનું દિવાનખાનું.

(સોહરાબશાહ હાથમાં કાગળ સાથે દાખલ થાય છે. ચિંતાની ને ઉશકેરાટની લાગણીમાં જણાય છે.)

**સર સોરાબ**—બદમાશ બેજન ઉપર કીનો લેવા થકી દિલમાં આગ સળગી રહીચ! રોશન હાલ બહાર ગએલી હોવાથી,

તેના રૂમમાંથી આય એક કાગળ પેલાજ નીચ બેજનનું લખેલું મળી આયુંછ! એણે શું લખ્યુંચ તે જાણુવાની હું જીજ્ઞાસા દબાવી શકતો નથી! મારે વાંચવું જોઈએ! જાણુવું જોઇએ!

(વાંચે છે) વ્હાલી રોશન!

"કાલે હું મારા કામ સારૂં બહારગામ ઉપડી જનાર છેઉં! પાછો કયારે આવશ તે ચોકસ નથી! તારી મ્હોબતની યાદ દિલમાં લેતો જવસ! પણ હું જાઉં તે આગમજ તારી મુલાકાત માટે મારૂં જીગર તલપી રહ્યુંછ! માટે આજ રાતનાં મધરાતને સુમારે હું બગીચામાં તારી બારી નીચે થોભસ, હું ઉમેદ રાખુંછ તું વ્હાલી મને જરૂર મલશે! અને તારી ભલી દુવા આપી મને વિદાય કરશે!"

લી○—"તારો એક વારનો માનીતો બેજન."

(કાગળને મુઠીમાં ચુંથે છે) આયજ કાગળથી પાપીઓના પાપનો પુરાવો સાબેત થઇ ચુકોચ! ઓ ચંડાલ બેજન! તેં મારા સુખનું સત્યાનાશ વાલ્યુંછ! તો હું પન હવે તારા ચાહતા જીગરના તુકડા તુકડા કરી નાખસ! મારા કિનાની આગને બુજાવવા, તુને મારા રસ્તામાંથી સદાનો દુર કરસ! તુને નાબુદ કરસ! ત્યારે—ત્યારેજ હું જંપીને બેસસ! મારા ઘેરમાં બે મુદઇઓ પેધા પડીયાછ! તેમાં એક તો આય મુછ બદમાસ બેજન! અને બીજો ચોર દોરાબ ગંદેવીયો! (અંદરથી ભીખાનો કંઇક ગાવાનો અવાજ આવે છે. તે સોરાબશાહ એકચિત્તે સાંભળી વિચારમાં પડી કંઇક ઠેરાવપર આવે છે) હું કીનો લેવા ચાહતો હતો! અને કીનો લેવાનું હથીયાર મને આય મળી આયુંચ! એજ મારૂં કામ બજાવશે! મારા મુદઇને દૂર કરશે! મારાં કીનાની પ્યાસ બુજાવશે!

(ભીખો રંગીલો બનેલો દાખલ થાય છે)

**ભીખો**—(સર સોરાબશાને જોતાં હટી જાય છે) શેઠ માફ કરજો. મેં તમારા એકાંતમાં ખલલ કીધીછ, પણ મારી એક અરજ

છે, મને થોડાક પૈસાની ગરજ છે; બાઇ સાહેબ બહાર ગયેલા હોવાથી તમારી પાસે માંગવાની મારી ફરજ છે!

**સર સોરાબ**—(બાજુ) રોશન હજુ આવી નથી એબી ઠીકજ છે. (મોટે) દોરાબ તુંને પૈસાની જરૂર છે. તે તૂને મલશે. પેહેલે પેલો દરવાજો બંધ કર. મારે તારી સાથે કંઇ વાત કરવીછ.

**ભીખો**—(બીહીતો) વારૂ-વારૂં સાહેબ. (સ્વગત) એ દરવાજો બંધ કરાવી મને શુ કેહવા માંગતો હોશે? મારી ઝડતી લેવાનો તો વિચાર નહિ હોય? હમનાજ બંદાએ કેશ બોક્ષમાંથી થોડીક નોટો તફડાવી ગજવામાં ઠેસવેલી છે. (તે દરવાજો બંધ કરે છે.)

**સર સોરાબ**—(સ્વગત) મને ઘણા જોખમભર્યા માનસ સાથે કામ પાડવાનું છે. એની સાથે ઘણી સાહુચેતી રાખીને કામ લેવું જોઇશે.

**ભીખો**—ફરમાવો સાહેબ! શું હોકમ?

**સર સોરાબ**—(ભીખાને ખભામાંથી પકડી દરેલ અવાજે) ભીખા ભગત!

**ભીખો**—(ધભરાઇને) સર સાહેબ મારૂં નામ તો દોરાબ ગંદેવીયો છે.

**સર સોરાબ**—ચૂપ! તું શું એમ ધારેછ કે તારી ધન નસલથી હું અજાણો છેઉં?

**ભીખો**—સાહેબ તમે કાંઇ ભૂલ કરોછ. ભૂલમાં કોઇ ભલતા બદમાશને બદલે મને બદનામ કરોછ. મારા જેવા પરહેજગાર અને વફાદાર નોકરને ગેરઇનસાફ કરોછ!

**સર સોરાબ**—કેવો પરહેજગાર? તુરંગની સજા ભોગવનાર, ધેરનો કારભારી બની ચોરીઓ કરનાર! અને વફાદાર નોકરનું ડોળ ઘાલનાર? (ભીખો એ બધું સાંભળી આભો બની જાય છે) ઓ ભીખા ભગત તારી લતરાજી છોડી દે. તારૂં પાપ પકડાયુંછ; પોલીસને તારો પતો મલ્યોછ, જે વખત જાયછ તેમાં પોલીસ તુંને ગીરફતાર કરશે!

**ભીખો**—(ઉશ્કેરાઇ) મારા બાપરે! હું કોણ છું તે તમે જાણી ચુકાય? પોલીસને મારો પત્તો મલ્યોય? તો અહીંથી ઝટ ને પટ નહાસવામાંજ મારી સલામતી છે! (નહાસવા જતાં તેને પકડે છે.)

**સર સોરાબ**—સબર કર! તું જેવો અહીંથી બહાર નહાસભાગ કરશે કે પોલીસને હાથ ઝીલાઇ જશે. હું જો તને બચાવવા માંગુ તો તું બચી શકશે.

**ભીખો**—(કરગરીને) એક બદમાશને ચોર જાણ્યા પછી તમો મને બચાવશો? તે કેવી રીતે?

**સર સોરાબ**—હું ચાહું તો હમણાજ તુને પોલીસના હાથમાં ગિરફતાર કરાઉં; પણ તેમ હું કરવા ચાહતો નથી. (ખોટો દેખાવ કરી) મને તારી દયા આવેછ! મારા લાગવગથીજ હું તને પોલીસના હાથમાંથી બચાવસ! પૈસાની મદદ કરી અહીંથી તુને સલામત નહસાડસ; પણ એકજ શરતે.

**ભીખો**—તે શરત શું છે સાહેબ?

**સર સોરાબ**—પેહેલાં મને જણાવ કે તું મારા વિશ્વાસને લાયક નીવડશે કે નહિ? હું જેબી કામ સોંપુ તે બજાવશે કે નહિ?

**ભીખો**—સાહેબ હવે મારી જીંદગી તમારેજ હાથ છે. મારીપર વિશ્વાસ રાખો, આય સેવક તમારૂં કોઇબી કામ જીવના જોખમે બજાવશે; કોઇના બાપથી પણ નહીં ડરશે. (સ્વગત) બુઢો કંઇબી ઉંડી બાજીમાં રમેછ; તેથીજ મારી મદદની આરજુ કરેછ. (મોટે) તમારૂં શું કામ છે તે ફરમાવો સાહેબ.

**સર સોરાબ**—(ડરેલ અવાજે) ભીખા, શું ગમે તેવું જોખમનું કામ હોશે તેબી તું બજાવશે?

**ભીખો**—આય ભીખો જરૂર બજાવશે. બોલો જલ્દી બોલો? શું કોઇનું ખુન?

**સર સોરાબ**—ખુન નહીં! પણ લગભગ તેવુંજ! તે તું કરશે?

**ભીખો**—તમારૂં કામ જરૂર બનશે. જેવું કામ હોશે તેવું દામ પડશે.

**સર સોરાબ**—મારૂં કામ થશે તો તુંને પુરતા પૈસા મળશે!

**ભીખો**—(અધિરો બનતાં) હવે જલ્દી બોલી દેઓની સાહેબ? કે તમારૂં કામ શું છે? જાને હમનાજ કોઇનો ટોટો પીસૂં તેમ મારૂં લોહી ઉકળી આવ્યું છ ને હાથ બધા ચવરી રહ્યાછ!

**સર સોરાબ**—શું એટલો બધો તું મજબુત છે?

**ભીખો**—(બોંહે ગઢાવી) ગમે તેવો ગોધો, સામે આવે તો, તેનું માથું એકજ મુક્કિથી ભાંજી નાખી તેને ઘુમરી ખવડાવીને પટકી નાખું.

**સર સોહરાબ**—ત્યારે તો તું મારી પાસથી મોટી રકમ મેળવી કમાઇ શકશે. (આસપાસ જોઇ ધીમે અવાજે) જો સાંભળ! એક બદમાશને મારા રસ્તામાંથી દુર કરવાનો છે! વતનથી બે વતન કરી તેને સદાનો નાબુદ કરવાનો છે! એ મારૂં કામ કરશે તો પછી તું જે માંગશે તે મલશે.

**ભીખો**—(સ્વગત) હવે હું સમજ્યો! બુઢો પોતાની બૈરીના આશકનો કાંટો મારા હાથે દૂર કરવા માંગેછ! હવે ઢાંખરો મારા હાથમાં બરાબર સપડાશે! નિચવાશે! મારા હાથમાં રમાડવાનું રમકડું બનશે.

**સર સોરાબ**—કેમ, શું વિચાર કરેછ? જવાબ કેમ આપતો નથીં?

**ભીખો**—હું તમારા કામનોજ વિચાર કરૂંચ સાહેબ, મને વધારે કેહવાની કશી જરૂરત નથી. તમે કોણુને માટે કેહવોચ તે હું સમજી ગિયોચ.

**સર સોરાબ**—તું શું જાણે કે હું કોણુને માટે બોલુંચ?

**ભીખો**—બેજન બામને માટે! (સર સોરાબ ચોંકેછ) કેમ ખરૂંની?

**સર સોરાબ**—બોલ! તેં કેમ જાણ્યું? હું તેનાજ માટે બોલુંચ એમ શાપરથી તેં પારખ્યું?

**ભીખો**—ધભરાવો નહીં સાહેબ; તમારા ઘેરની આબરૂની વાત હું પેટમાં રાખીને ફરૂંચ. હું બધું જાણુંછ.

(સોરાબશાહ એ વાત જાણી અવાચક બને છે)

**સર સોરાબ**—(સ્વગત) અફસોસ! એક બદમાસના હાથમાં મારા ઘેરની આબરૂ કેમ સચવાયલી રેહેશે? એને તો મારા પૈસાજ ચૂપ કરી શકશે, (મોટે) જયારે તું એ બધું

જાણેચ! તે મુજીને તું પિછાણેચ, તો હવે જેમ બને તેમ જલ્દીથી તેની હસ્તી આય શેહેરમાંથી નાબુદ કર! તેને સદાનો ગુલ કર!

**ભીખો**—એમાં જરાબી સંદેહ ના રાખતા. આય બોકડાને તો હું ચમટીમાં ચગડી નાખી દૂર કરી શકશ.

**સર સોરાબ**—કયાંથી?

**ભીખો**—લેડી રોશન બાનુના સુવાના ઓરડામાંથીજતો!

**સર સોરાબ**—(તેનું ગળું પકડી) ચંડાળ! તું મારી બાનુનું નામ તારી ગલીચ જબાનથી લઇજ કેમ શકેચ?

(સરના હાથમાંથી પોતાની ગરદન છટકાવી.)

**ભીખો**—માફ કરો સાહેબ! મારી ભૂલ થઇ.

**સર સોરાબ**—તું કેવી રીતે કામ લેવા માંગેછ?

**ભીખો**—(બેદરકારીથી) બેજનજી સાથે મને મારૂં ફોડી લેવા દેવ. જો-જોતો ખરા મારા કામની કરામત? તમો રહેશો સલામત! બંદો અનામત! અને એ જહાનમને હવાલે ગારત થશે. પણ આય તમારૂં જોખમ ભર્યું કામ કરવા માટે પૈસાની મોટી જરૂરત છે.

**સર સોરાબ**—હા લેજેની કોણ ના કેહેછ? મારૂં કામ પુરૂં કીધા પછી તું માગશે તે આપસ.

**ભીખો**—તમેબી સાહેબ ભોલા દેખું? તેથી બીજાને ભોલા સમજોચ. જુઓની સાહેબ, મારા બેહેસ્તી બાવાએ મરતી વખતે મને નસિહત કીધેલી છે કે, "દીકરા ભીખા ઉધાર કામ કોઇ દિવસ કરતો ના." ત્યારથી હું કોઇનું કામ 'કેશ અગેન્સ્ટ ડીલીવરી' વગર કરતોજ નથી. માટે મારી પાસે જો એવું કામ લેવાજ ચાહતા હોય તો ઝટ ને પટ તોલી દેવો.

**સર સોરાબ**—(નરમ પડી જઇ) વારૂં હમણા હું તુંને હજાર રૂપીઆ આપુંછ, પછી કામની વખતે જેમ જરૂર પડે તેમ મારી પાસેથી લેતો જજે, કેમ કબુલ છે?

**ભીખો**—હા કબુલ છે સાહેબ! (પાકીટમાંથી નોટો આપેછ તે લે છે, બરાબર મનમાં ગણે છે) કામની શરૂઆત માટે એટલા બસ

થશે. (બાજુ) બુઢો પીગળ્યોછ તો હાલમાં એટલા મીઠાં કરૂંચ, હવે પછી એને કેમ નીચવવો એ મારૂં કામ છે, મારા બાપદાદાનો હુન્નર છે.

**સર સોરાબ**—હવે તે મુજીને દુર કરી મારૂં કામ પાર ઉતાર. પણ સંભાલજે ભીખા, કે આય વાતનો જરાબી સંચારો તારા હોટ બહાર જવા નહિ પામે. મે તુને પોલીસની ચુંગાલમાંથી બચાવ્યો તે યાદ રાખજે.

**ભીખો**—અરે સાહેબ, તમારૂં એહસાન તો મારી ગરદનપર રેહેશે. હજુ તો આપણુને અગળ કામ લેવાનું છે. તમે તમારે બેધડક મારા ઉપર વિશ્વાસ રાખજો.

**સર સોરાબ**—એ મુજીપર વેર લેવાનું કામ કયારથી શરૂ કરશે?

**ભીખો**—આજેજ રાતના! ને તેબી મધરાતે!

**સર સોરાબ**—પણ કહાં?

**ભીખો**—અહીં! આયજ ઘેરમાં મારા કામની શરૂઆતનો પેહેલો ભોગ નજરો નજર દેખાડી તમારી ખાત્રી કરી આપસ. મધરાતના સુમારે હું તમારા રૂમ આગળ આવસ! તૈયાર રહેજો, અને ધીમે પગલે મારી પાછળ પાછળ આવજો.

**સર સોરાબ**—(વસવસા સાથે) ઠીક છે હું આવસ. જો ભીખા ખુબ સંભાળજે! સાવચેતીથી કામ લેજે. (જાય છે)

(ભીખો સર સોરાબ પાછળ ધસી જતાં મનસે બબડે છે.)

**ભીખો**—કીનાના ઝનુનમાં આવી જઇ એક સારો માનસબી ઝનુની બની મુદઇપર વેર લેવા માટે પોતાના કેવા કેવા કાવાદાવા કરેચ! તેનો આ આબેહૂબ ચિતાર આય બુઢો આપી રહયોચ! રોશનના પ્યારમાં બેજન છે, એ ખરૂં; પણ રોશન પાકદામન છે તે એ બુઢાને ખબર નથી! (વિચારી) તેની સાથે મને શું? જોઇએ તો મુડદાં બેહેસ્ત જાવો કે દોજખ! મને તો પૈસા સાથે કામ છે! પૈસાજ મારો ખુદા છે! ને પૈસાજ મારી દુન્યા છે! બુઢો મારા હાથમાં સપડાયોછ એબી નસીબની વાત છે.

બેજન કાલે બહારગામ જવાનો છે, એવી મને ખબર છે. એટલે મારી ખાત્રી છે કે, આજે રાતના જરૂર એ રોશનને મળવા છુપાછુપ આવશે. તેથીજ મે બુઢાને મારી સાથે આવવા

કહ્યું છે. મારી રચેલી બાજી એ સમજતો નથી. હું એને એ દેખાવ બતાવી એની આંખોમાં વધુ ઝેર ભરી, એને કોત્રી કોત્રીને ખાવાનો મેં ઠેડાવ કીધોચ. જ્યારે સુન્ના જેવી તક સામી સલામ કરતી આવીચ, તો તેને વધાવી લઇ, તેનો પુરો લાભ લેવો જોઇએ! એ ડાહ્યા માનસનું કામ છે.

ગાયન.

ભીખો—

જમાવી આબાદ બાજી, ગજબ બતાઉં રંગ
દમબાજ ચાલથી, દમસમ ગતથી, કરસ જગતને દંગ.
ફાવે મારા અહીં તહીં પાસા
ગતથી કરૂં શિકાર.
મીઠાસથી નમી, પેટમાં ઘુસી
હાથે મક્ષતાં પૂકી લઉં—ચુસી.
નઇ બાજી, કારસાજી, પતરાજી બની પાજી.
બતાઉં તેને યાર, ગતથી કરૂં શિકાર.

કોરસ.

બસ ભગત બની, પગલાં ભરૂં ગણી, દુન્યાને નમી.
બતાઉં હાથ, કરૂં હું પાર, કરી શિકાર
કદમ કદમ વધી—બસ ભગત બની.

(જાય છે.)

## અંક બીજો—પ્રવેશ ૬ ઠો.

સ્થળ-સુવાનો ઓરડો.

(રોશન બાનુ કીમાનો પેહેરી બેઠી છે. સુના પાસે ઉભી રહી દિલાસો દેતી જણાય છે)

સુના—બાઇ તમે આજે એમ શું કરોચ? મધરાત થવા આવી, તોબી જરા સુતાં નથી?

રોશન—મને કંઇ સુઝતું નથી. મને મુદ્દલ ઉંઘ આવતી નથી, હું ચોતરફથી ઘેરાઇ ગઇચ. બેજન મને એમ કાંય સતાવતો હોશે? મારૂં જીગર એમ કાંય જલાવતો હોશે? (વિચારી)

સુના તેં મને લાવી આપેલું કાગળ મળતું નથી. જો એજનનું કાગળ મારા ધણીના હાથમાં જશે તો ?—

**સુના**—(હેબતી) તો ઘણુંજ બુરૂં પરિણામ આવશે.

**રોશન**—ઓ ખુદા!

પંથે છું દુઃખના,-રહમ પગથી તું આપ!
નેકીને લગતી તું પગથી નેક આપ!
ન સુખની રહી ખ્વાહીશ, પણુ દુઃખને ન આપ
દુઃખમાં તું રેહેબર, થા, મુજના ઓ બાપ!

**સુના**—બાઇ હું સહવારમાં તમારૂં કાગળ શોધી કાઢશ, હમણા તો તમે જાઓ; વળી નહિતો તબીયત બગડી આવશે.

**રોશન**—સુના મને ઉંઘ તે કેમ આવે? એજને એજ કાગળમાં આજે રાતના મને છેલ્લીવાર મળવા આવવાનું લખ્યું તું, તે આવીયા વગર રહેશે નહીં?

**સુના**—બાઇ હું તમારી બાજુમાં રેહવસ, તમે ના બિહવો. હું તમારો બચાવ મારા ભોગે કરસ. તમે શું કામ ડરોચ?

**રોશન**—તું પણ મારા જેવી ઓરત છે, તું શું કરી શકશે?

**સુના**—હાજી, હું તમારા જેવીજ અબળા છેઉં! પણ બાજે વખતે બૈરાંઓ માટીડાને વટીક ઉંફાવી શકેછ. તક અને સંજોગ મલતાં પોતાનું પાણી બતાવી શકેછ!

[એજનને ધીમે પગલે બારીએથી દાખલ થતાં જોઇ બન્ને જણા ધભરાય છે.]

**એજન**—[ધીમેથી] ધભરાતા ના—એ તો હું છેઉં.

[સુના બહાર તપાસ રાખવા જાય છે]

**રોશન**—એજન? ફરી ફરી તું આવી બેઅદબી કર્યા કરેછ—તે મારાથી નથી શંકાતી! મને બળેલીને વધુ ધડકધુજારામાં કાંય સંડોવેછ?

**એજન**—માફ કર! મેતો છેલ્લી સલામની આરજુ રાખીતી; પણ—

મારો પ્યાર આંધળો છે, અખત્યાર મારે હાથ નથી!
યાદ તારી હર હમિશાં, મૂજ તનથી ખસતી નથી.
દૂર રહી તુજ હાજરીથી, આ જીગર છુટતું નથી;
યાદ સાથે હરકદમ મુજ, દૂર જઇ વસતું નથી.

[રોશન એજનથી ક્રમકમી દૂર થાય છે.)

**રોશન**—મુજ ફર્જની હુંયાદથી, તુજ હાજરીથી કમકમુંચ!
દિવાનગી તુંજ દેખીને, તુંજ નિચતાગી કમકમુંચ!
શ્યાના બની ધુળ આબરૂની, નાર ખાતર કાં કરોચ?
ખોઇ બુદ્ધિ પાપમાં જઇ, કર્મ બુરાં કાં કરોચ?
પર કોમ કે હમ કોમની, નાર સરખો મા બેહેન!
ફર્જ ભુલી ખુદ ખુદાની, કાં ભુલો તમ મા બેહેન?

**બેજન**—નેક ને બદ પ્યારમાં, ઇનસાન જ્યારે જઇ પડેચ!
અકકલ ને ઇજ્જત ભુલી, ધુળ આબરૂની તે કરેચ!
જોશે જુવાની પ્યારમાં, કરતી નથી વિચાર દૂર!
પાક ને નેકીના ખ્યાલો, રહેચ તેના મનથી દૂર!

**રોશન**—ખુદા ખાતર તમે અહીંથી જાવો. છેલ્લી સલામ થઇ રહી. મને તમે જોઇ લીધી? હવે વધુ શું માંગોચ?

**બેજન**—(પાસે જતાં) હું શું માંગુચ? અરે હું તુને ચાહુંચ! મારી પુરાણી યાદો કરૂંચ, ત્યારે હું તારાથી દુર થઇ શકતો નથી, એ મારી નબળાઇ છે.

**રોશન**—તમે જાણોછ કે હું બીજાની મોહોરદાર છેઉં? છતાં તમે નાદાની કરી મારો ને તમારો જાન જોખમમાં નાખોચ!

**બેજન**—હવે હું જવસ! માન અને ઇજ્જત સાથે હું તારી પાસે ગુઠને પડી ખુદાની ને તારી મારી માગુંછ! (ગુઠને પડી, રોશાનનો હાથ પકડી તેપર માથું મેલી ચુમે છે.) તું જેવી નેક ને પાકજાદ બાનુને અડકવા જેટલી મારામાં તાકાત નથી, છતાં તેપર હું મારા હોઠો દાબી મારૂં હૈયું પાક કરૂંચ!

**સુના**—(દોડી આવી) બાઇ, બાઇ એમને કેથે સંતાડો. કોઇ અત્રે આવેચ. બેજનજીને કેથે છુપાવો, નહિતો આપરાં બન્નેનું મોતજ સમજજો.

(તેટલામાં ભીખો એકદમ ધસી આવી ત્રણેને અજાયબીમાં ગરકાવ કરે છે.)

**ભીખો**—(દમામથી) સબર કરો! ચોરને નહાસવાની કે કોઇને સંતવાની જરૂરજ નથી (બેજનને) મી० બેજનજી બામ, મધરાતે આય ઘેરમાં આવવાનું તમારૂં કંઇ કામ? તમારા જેવા સારા માણુસને એવાં કાળાંધોળાં નહિ શોભે!

**બેજન**—(ઉશ્કેરાઇ) બંદ કર તારી જબાન! ઓ નીચ કુતરા!
(આંગપર ધસે છે રોશન વચમાં પડે છે.)

**ભીખો**—બેઅદબી માફ છે; પણ નીચતો તમે બન્યાચ! કે કોઇનાં ઘેરમાં મધરાતે એક ચોરની માફક ઘુસી આવી, પોતાના મેહેરબાન મિત્રની પરણેતર ઓરત સાથે પ્યારનાં ઘેલાંચેડાં કાઢી રહયાચ?

(બેજનને ભીખાના દીલપર ધસી જતાં ફરી રોશન અટકાવે છે.)

**સુના**—મુવા હરેમન! આય તું શું બોલી રહયોચ? આજે તું છાકટો થઇને આવેલો લાગેચ?

**રોશન**—ઓ મુજી! તું આય કોણની સામે બોલેચ? તું જેવા રખડતાની ઉપર દયા લાવી, મે મારે તહાં નોકરીએ રાખી તુને આસરો આપ્યો, તેજ બાઇનો માનમરતબો ભુલી જઇ, આવું નીચ બોલતાં તારી જીભલી કપાઇ કેમ નથી જતી? (ઉશ્કેરાય છે)

**ભીખો**—બાઇ સાહેબ માફ કરજો. હું બદમાશ છતાં તમારૂં એહસાન ભુલું એવો નથી. તમારો માન મરતબો જાળવવો, એ મારી ફરજ છે, પણ તે કયારે? જયારે તમે તમારા ધણીની બાજુમાં ઉભેલાં હોશો ત્યારેજ!

**સુના**—મુગો મર! મુવા તારી જીભને રોક; નહિ તો–

**ભીખો**—(હસીને) નહીં તો તું શું કરવાની છે? એ લોક મને શું કરવાના છે? મારા હાથમાં તારા બાઇની આબરૂ છે; મને જો છંછેડીયોછ તો જાન, કે એ લોકની ઇજ્જતની ધુળ છે!

**બેજન**—(રોશનને બાજુએ કરી ધસી જતાં) ચંડાલ! હવે એકબી બોલ બોલશે તો, તારી મુંડી મારી ચુંગાલમાં કચડી તુને પેલી જહાન પોંહચતો કરશ.

(ભીખાને ગરદનમાંથી પકડી હેઠે પટકી નાખેચ. રોશન સુના અવાચક બનેચ. સર સોરાબશાહ ધસી આવેચ.)

**સર સોરાબ**—ખબરદાર! ઓ ચંડાલો મારા ઘેરમાં આય શું તોફાન? (બેજન ધભરાઇ ભીખાને છોડી દેછે, રોશન સુના હેબતી જાય છે.) બેજન! ઓ પાપી બેજન! મને જવાબ દે કે આવી મોડી રાતે લેડી રોશનના રૂમમાં તારૂં શું

કામ? બોલ! અત્યારે રાતની વખતે એક ચોરની માફક, મારા બંગલામાં તુને આવવાનું શું કારણ?

**સુના**—શેઠજી, તમે આય દેખાવ જોઇ વેહમાસો નહીં; મારાં બાઇતો પાક અને નેક છે, અરે લાખ નેકમાં એક છે.

**ભીખો**—શેઠ, એનું કંઇ ના માનતા! આય બધા નમુના એકના એક છે! તમુને ભોલવવાની આય બાજી છે, અને મને બદનામ કરવાની બધી કારસાજી છે.

**રોશન**—(શરમિંદગીથી) બેજન! બેજન! તેં મને નામોશીમાં નાખીચ! મારી ઇજ્જતની ધુળ કીધીચ!

**સર સોરાબ**—નહિ! એટલુંજ નહીં; પણ એ મુજીએ તારા સુખની સત્યાનાસી કીધીચ! અસમતની બરબાદી કીધીચ!

**બેજન**—સર સોરાબશાહ! ખુદાના નામથી કસમપર કહુંચ કે લેડી રોશન તો, અસમતદાર ઓરતનો સણગાર છે; ખરેખરી એક પાક દામન નાર છે!

**રોશન**—મારા ધણી, મારૂં માનો! મારૂં દિલ સાફ છે! સતધરમથી કેહુંચ કે મારી અસમત પાક છે.

**સર સોરાબ**—પાક અસમત? બંદ કર તારી જબાન!

(બેજન સામો ધસેચ. રોશન અટકાવેચ.)

**રોશન**—( ગુઠને પડી ) મારા ધણી જરા તો મારૂં સમજો?

**સર સોરાબ**—બસ દુર થા શયતાન!

**સુના**—(ભીખાનો કાન જોરથી પકડેચ) મુજી! આય બધાં તારાંજ છે કારસતાન!

[ રોશન જમીનપર સોહરાબશાહના પગ પાસે ફસડાઇ પડેચ. સોહરાબશાહ ગુસ્સામાં રોશનથી મોનું ફેરવી ઉભા રહેચ. સુના ભીખાનો કાન જોરથી ખેંચેછ. ભીખો સુનાના પગ પાસે બેસી જાયછ. બેજન દુ:ખી દિલે જતો જણાયચ.]

ટેબલો.

( બીજો અંક સમાપ્ત. )



## અંક ૩ જો-પ્રવેશ ૧ લો.

——:૦:——

### સ્થળ-એકાંત ઝાડીવાળો રસ્તો.

(બેજન ઓવરકોટ પેહેરેલો હાથમાં બેગ સાથે દાખલ થાય છે.)

બેજન— ગાયન.

કિસમતમાં લખીયું થયું, નિરાશા મુજ કરમ છે
જલતું જીગર કાયમ રહી, થયો તું બેવતન છે.—
બન્ને જુવાન જીગર જલી, વિખુટાં થઇ જનાર છે
દુનિયા અજબ દોરંગી છે, ખુદરતના એ ભરમ છે.—

બેજન—મારી સરજતમાં શું લખેલું છે તેની ખબર પડતી નથી. છેલ્લી રાતનાં નાપસંદ બનાવ પછી હું આય શેહેર છોડી જવા નિકળ્યો, પણ મારા પગ અત્રેથી ખસતા નથી. કોઇબી ભોગે મને અત્રેથી દૂર થવું ઘટે છે. બેજન તું જાણેચ! જોયચ! કે, રોશન બીજાની ધણીયાણી છે; છતાં તું તેનો ખ્યાલ કરેચ? એ વિચાર કરવો પણ ગુન્હા છે. તને તારા મનપર કાબુ રાખી બીજાની તેમ તારી ઇજજત ખાતર દૂર થવુંજ જોઇએ.

(બેજન જવા કરે છે. સામેથી ભીખો ને તેના દોસ્તોને આવતાં જોઇ છુપાઇ રહે છે)

બેજન—સામેથી પેલો બદમાશ ભીખો આવેચ! એની સાથે બે જણા છે, તે કોણ આલી મવાલીઓ હોશે? મારે ઝાડને ઓથે ભરાઇ તે સાંભળવું બેહેતર થશે.

(બેજન ઝાડ પાછળ ભરાય છે. ભીખો, નારાણ ને અલ્લાવલી દાખલ થાય છે.)

ભીખો—દોસ્તો આખરે તમુને હું શોધી કાઢવામાં ફતેહમંદ થયો.

નારાણ—કેમકે અમારા જેવા નામચીન દેશ ભગતોના ઠેકાંણાજ કહાં હોય જે તું કાગળ લખી પુછાવી શકે?

અલ્લાવલી—કોઇ વરષ છુટા રહ્યા તો ગામેગામ ફરી હુન્નર અજમાવીએચ. પણ આશાયશની જરૂરત થતાં જેલ મેહેલમાં જઇ આરામ લઇએચ.

**નારાણુ**—શું કરીએ પોલીસ મેહેરબાનને અમારી હાજરી ગમતી નથી, તેથી છુપાવું પડેચ.

**ભીખો**—જુઓ મને તમારી મદદની ઘણી જરૂરત છે; ને તેથીજ હું તમુને શોધતો આયો.

**અલ્લાવલી**—તે માટે હમો તૈયાર છિયે. તારા હાથમાં કોઇ સદ્ધર બીલ્લુ હોય તો જણાવી દે, કે તેની ગરદન હમણાજ દબાવી દઇએ.

**નારણુ**—ભીખાભાઇ હવે ઘણું સંભાળીને કામ કરજે, નહિ તો ફરી દારૂની કેફમાં ઘોંટાળો કરી પોતે ફસી, બીજાને નાં બાંગડી પેહેરાવતો.

**ભીખો**—જુવો, હાલના આપરા કરવા ધારેલા કામમાં મોટો ફાયદો છે, કેમ કે મારા પેટમાં મ્હોટા લોકની વાત છે! તેથી તેઓ મારે હાથ છે!

**નારણુ**—ચાલ્લ બોલ્લ જોઉં શું કામ છે?

**ભીખો**—સમજો, હું હાલમાં સર સોરાબશાહ ચીનાઇને ત્યાં કારભારી બની ઠસી બેઠોછ. નોકરીમાં મળતા પગારમાં મારૂં કાંઇ દળદર ફીટે તેમ નથી. બુઢાને બુમ પડાવતાં પણુ કાંઇ એકદમ તોલે તેવો સુમારો નથી. જો હું કાંઇ દાવ અજમાવવા જાઉંચ તો મારા ટાંટીયા મારા ગળામાં, તે સામા ઓળવી દેવાનું કરેચ. હવે એકજ રસ્તો છે. તમો મને કિમતી અવેજ વગેસગે કરવામાં મદદ કરો, ને પછી સાહેબ સોખ થઇ ફરો. ચોર ચોરી કરી માલ્લ છુપાવી દે ને સાહૂ ચોર ઘેર બેસી મોજ કરે તેવી ગોઠવણુ હું તમારે અને મારે માટે કરૂંચ.

**અલ્લાવલી**—અરે ત્યારે તો દોસ્ત આસાનીથી આપરો ધંધોપાણી ચાલે, ને જેલ મહેલની એકાંત ઓરડીનો કંટાળો ટળે.

**નારણુ**—દીકરા ભીખા, ત્યારે તો કહી દે, કે, કયારે ધાડ પાડીએ?

**ભીખો**—આજેજ રાતના હું તમોને ચોકસ જગે છુપાવસ, પછી તક જોઇ તમુને ચેતવણી આપું ત્યારે તમારે એકદમ મદદમાં આવવું. શું કરવું ને શું નહિ તે આખો દિવસ બેસી ભેજામાં ગોઠવસું.

**અલ્લાવલી**—(પીઠ ઠોકી) ભીખાભાઇ, તું કહે તેમ કરશું. જાણે તું અમારો સરદાર, ને હમો તારૂં લશકર. જો કપાઇ મરશે ભીખો ગરગર, તો હમે પીઠ ફેરવી નહાસશું 'લવકર'!

(ત્રણે જણા ખુશી થતા જાય છે. બેજન બહાર નિકળી ડેડાવપર આવે છે.)

**બેજન**—આયતો નહિ ધાર્યું સાંભળ્યું. આય બદમાશો સોહરાબશાહના મકાનમાં આજેજ રાતના ચોરી કરવાની ધારણા રાખેચ. ત્યારે બેજન તારી ફરજ શું નથી કે, તેમને બચાવે? (વિચારી) જો હું સોહરાબશાહને ચેતાઉંચ તો આય ટોળી બીજી વખતે ધાડ પાડી ફાવી જશે; પણ મારાથી તહાં જવાય કેમ? તોબી મારી ફરજ છે કે સોહરાબશાહને બચાવવા મારે આય બદમાસોની પાછળ જઇ માલ મુદ્દા સાથે તેઓને પકડી પોલીસને હવાલે કરૂં; ને પછી સદાનો અહીંથી વિદાય થાઉં. મારી ફરજ જો ભુલુંચ તો પરિણામ કદાચ બુરૂં પણ આવે; ત્યારે તકેદારી રાખી તેમને મદદ કરૂં! આય બદમાસોને જેર કરૂં!

(ધસારાબંધ ચાલી જાય છે.)

---

## અંક ૩ જો–પ્રવેશ–૨ જો.

—:o:—

### સ્થળ–સર સોહરાબશાહનું મકાન

(બાનુ રોશન દિલગીરીમાં બેઠી છે. સુના પાસે બેસી સમજાવતી જણાય છે; બત્તી ઝાંખી બળે છે.)

**ગાયન.**

**સુના**—રાત દિવસ આ, ગમ જીગરમાં, રાખવો ઠીક એ નથી,
દિલ જલાવી, મન દુખાવી, ફાયદો કેમે નથી.—

**રોશન**—જલતાં જીગરની આગથી, ખમનાર પામી રોય છે
જેની દવા આ જેહાનમાં સરજી કદી દેખી નથી.—

**સુના**—કર્મે લખીયું સર્જનારે, તે થવાનું થાય છે,
તાબે થયા વિના બીજો કોઇ અંહીં મારગ નથી.—

**રોશન**—દરિયાવ કિસમત, નાવ આદમ, રબ સુકાની એક છે
આધારપર તેના જીવું; જે વિના છુટક નથી.—

**સુના**—ખમે તે રિબાય છે, દુઃખાય, જે રબ ચહાય છે
નેકો વિપત્ત પામીને, ધરતિપર ઠરતા નથી.—

**રોશન**—મારી કમનસીબી. મારા ગુન્હા કરતાં વધારે ઘાતકી છે! પ્યાર અને ઇજ્જત વચ્ચે કઇ પસંદગી કરવી તે તરફ મને હડસેળે છે. હું જો બન્નેમાંથી એક પસંદ કરૂંચ, છતાં મારા માટે તો દુઃખ અને દુઃખજ છે! તેજ એક મારી આશા—વિચાર અને જીંદગી છે! ખેજનની હાજરીમાં મને દુઃખ સાથે સુખ હતું! છતાં તે સુખ મારે માટે નકામું હતું.

**સુના**—(પસવારતાં) બાઇ તમે એમ કહાં સુધી આંખ પાણી ભર્યાં કરશો? એમ તો તમારી તબીયતને વધારે બગાડશો?

**રોશન**—છેલ્લા બનાવ પછી મારા ધણીની મારી તરફ માયા, મેહેરબાની કે લાગણી હવે મુદ્દલ રહી નથી.

**સુના**—ધીરજ ધરો બાઇ. સાચ્ચું શું છે તે આખરે જાહેર થશે, આરેજ શેઠની ખાત્રી પોતાની મેળે થશે! છેલ્લે ખુદા તમુને જરૂરજ ઇનસાફ આપશે; અને નેકીનીજ ફતેહે થશે.

**રોશન**—સુના તારૂં કહેવું ખરૂં છે; પણ એવણ જરા થઇને મને ખુલાસો કરવાની તક આપતા નથી, કે જેથી હું તેવણના મનનો વસવસો દુર કરી શકું.

**સુના**—વખત પોતાનું કામ કર્યો જશે, હવે તમે ઉજાગરો કરી તબીયત ના બગાડો.

**રોશન**—ઓરડે, ઓરડે હું ફરૂંચ! ખુણે ખુણે બેસી રહુંચ! પણ કોઇબી રીતે દિલ શાંત થતું નથી.

દિલ રહેણું તું મ્હોટું, જેમ અણહદ દરીયાવ
થયાંચ ત્યાં દુઃખ, અને સંતાપ જમાવ!
અપમાન ને ફીટકારના, પડેચ ત્યાં માર
ખમસ કેમ શાંતિથી, દુઃખ, રંજના ભાર?
માંગુચ હું રબ પાસે, નિતિના ખ્યાલ,
પણ સંજોગો કરેચ મુજને પાયમાલ!

સુના—બાઇ એતો કલજુગનો જમાનો છે; તેમાં જીવતાંને ભોગવાનું છે.

ચાલેછે દુનિયામાં નાસ્તિકનો દોર
નિતિવંત દુ:ખમાં, ને સુખીયા છે ચોર !
પાપીનો પાલવ સહુ પકડી તરેચ
નિતિનાં દરિયામાં, નેકો મરેચ !

આપ મારૂં માનો ને તમારા રૂમમાં જઇને આસાયસ લેવો.

(બન્ને જણા અંદર જાય છે. બીજી ગમથી સર સોરાબશાહ સાથે પછવાડે પછવાડે ભીખો બગલા ભગતની રીતે દાખલ થાય છે.)

સર સોરાબ—ફરી તારૂં કાળું મ્હોડું અહીં કાંય લાયો ? આજે આખો દિવસ કહાં ભરાઇ બેઠો તો ? મારા સોંપેલા કામનું તો ઠેકાણું નહિ મળે ને બસ ફરીયા કરેચ કે ?

ભીખો—અરે મુરબી સાહેબ ! આખો દિવસ તમારાજ માટે તમારાંજ કામની ગોઠવણમાં રોકાયલો હતો. જુઓની હું કેટલો બધો થાકી ગયોછ ? શેઠ હજી સુધી ગળામાં દારૂનું ટીપુંબી નથી નાખ્યું; એબી નસીબની વાત છે.

સર સોરાબ—તારાથી હું કંટાળી ગયોચ. મને તારૂં કામ નથી. બસ મારી આગળથી જા.

ભીખો—અરે એમતે કંઇ ચાલે સાહેબ ? તમારા ઘેરબારની જંજાલનાં ભેદ ભરમનો બોજો હું પેટમાં લઇ ફરૂંચ, તે કંઇ મારાથી હવે દુર થવાય ?

સર સોરાબ—તારી બદમારી હું જરાબી ચલાવી નહિ લેવશ.

ભીખો—બદમાશીજ કરવી હતે તો દુનિયા ઘણી બોહોળી છે, બહાર કેથે ચરી ખાતે. એતો હું તમારા બેજનજી માટે કંઇ કેહવા આયોચ.

સર સોરાબ—(આતુરતાથી) બેજન માટે ? બોલ, બોલ શું છે ?

ભીખો—આય બેજન બામ ફરી તમારા બંગલા તરફ આંટા મારેછ ! તે મારાથી કેમ જોવાય ? કેમ સંખાય ? મારૂં તો તેને જોઇને લોહીજ ઉકળીયા કરેચ !.

સર સોરાબ—શું હજી સુધી તેં તેને દૂર કીધો નથી ? તેના ફેજે ઘુગાડયો નથી ? મારા લીધેલા રૂપીયાનું શું કીધું ?

ભીખો—શેઠ, આજે ભલાઇની દુનિયાજ નથી. મારા જેવાને તો જસપર જુત્યાંજ છે; એભી નસીબની વાત છે. તમો પુછોછ કે રૂપીયાનું શું કીધું? તમોએ આપેલા હજાર રૂપીયા તો ચટણી થઇ ગયા, અને ઉપરથી હમારા લોકના મારવાડીનું કરજ વધ્યુંચ તે તો જુદું. મારા માનસોએ બેજનને જાલમાં સપડાવ્યોતો પણ તે મને થાપ આપીને એ છટકી આવેલો લાગેચ. (બાજુ) માર તોપ અલ્લા સચ્ચા હચ (મોટે), પણ હવે એ મારા હાથમાંથી છુટવાનો નથી. શેઠ હવે એને સદાનો તમારા રસ્તામાંથી ગુમ થએલોજ સમજજો, પણ તે માટે હવેજ તો પૈસાની વધારે જરૂર છે; માટે જલ્દી આપો, નહિ તો વળી એ ઉંદર છટકી જશે!

સર સોરાબ—(કંટાળી) તારાથી હું ઘણોજ કંટાળી ગયોછ. હવે પછી જ્યાં સુંધી તે મુજીને તેના ફેજે નહિ પોંહચાડે; ત્યાં સુધી ફરીથી મારી પાસથી કોઇભી ચીજની આશા ના રાખતો. વારૂં તું અહીંજ થોભ, હું લઈ આવુંચ. (જાય છે)

ભીખો—(પાછળ પાછળ ધારીને જોતાં) એ અંદર ગીયોચ. જરૂર ઇસકોતરી ઉંઘાડશે, એટલે હવેજ માલ ઉડાડી જવાનો લાગ છે; તક ચુકયો તો જનમનો કંગાલ છે!

[ભીખો બારી પાસે જઇ ઇશારત કરતાં, તેના મદદગારો ધીમે પગલે દાખલ થાય છે.]

ભીખો—દોસ્તો સાહુચેતીથી પાછળ આવજો. જુંવો પેલો બુઢો સોરાબશાહ ઇસકોતરી ઉઘાડી નોટો ગણેચ (બતાવે છે) હું પેહેલે જઇ આય કપડું તેના મોહનાપર ઓઢાડી ગુંગળાઉંચ, તમો જે મળે તે ઉપાડી નહાસી જાઓ. કહીં મળતું તેની યાદ રાખજો. આપરાં આપરાં વચ્ચે દગો હરામ છે.

નારણ—જેમકે હમને દારૂ હરામ છે! પણ જો એ બુમ પાડશે તો?

અલ્લાવલી—તો શું? આપણી પાસે હથીયાર તો છેની? જરા એમ તેમ ચાંપ દાબશું કે કામ ખલાસ!

[ત્રણે જાય છે બીજી ગમથી રોશન બેચેન દાખલ થાય છે]

**રોશન**—(મનસે) આજે મને બેચેની કેમ ઉપજેચ? જંપીને કેથે સુઇ શકતી નથી! એ મને શું થાયછ?

**સર સોરાબ**—(અંદરથી) મદદ! મદદ કરો! મારૂં ખુન થાયછ!

**રોશન**—(દધઇ ચીસ મારતાં) અરે કોઇ આવો! મારા ધણીને કોઇ બચાવો! ચોર! ચોર!

(અંદર દોડી જવા કરે છે–તેટલામાં સામેથી ભીખો ખુલ્લી છરી સાથે ધસી આવે છે. રોશનને સામી આવતી જોઇ છરી વાલો હાથ ઉંચો રાખી તે મોહડું નહિ જોય તેમ મોહડું ફેરવી છરી બતલાવે છે. રોશન પોતાની સામે ખુલ્લી છરી જોઇ ધભરાઇ જાય છે.)

**ભીખો**—(ધસી આવતાં) મારી છરી! મારી છરી! એકજ ઘાથી બધું સાફ! (છરી નાખી દેછે.)

**રોશન**—કોણ ખુની? મારા ધણીનો એ ખુની છે!

(રોશન ધભરાઇ બેહોશ થઇ તુટી પડે છે, મવાલીઓ દાખલ થાય છે.)

**ભીખો**—હવે તમે નહાસી જાવ. સેહેજ ગફલત કરશું તો ઉંદર પેઠે છટકામાં સપડાઇ મરશું. (બન્નેને નહસાડેચ)

(નારણ ને અલ્લાવાલી ઇસકોતરી સાથે નહાસે છે. બેજન અવાજ સાંભળી બારીએથી કુદી આવે છે. ભીખો બેજનને જોઇ પરદા પાછળ વિંટલાઇ છુપાય છે.)

**બેજન**—હું મોડો આયો! મે અહીં પસાર થતાં કોઇની ચીસ સાંભળી. (છરીપર નજર પડતાં તે ઉંચકે છે) આય શું? છરી? કોઇનું ખુન તો નથી થયું?

**સર સોરાબ**—(અંદરથી ધીમે પણ મકકમ અવાજથી) ઓ ખુદા! અરે કોઇ મદદ કરો!

**બેજન**—એતો સોહ્રાબશાહનો અવાજ? શું તેમને ઇજા થઇછ?

(અંદર તે દોડી જાય છે. ભીખો બહાર નિકળી લાગ સાધી નહાસવાનો વિચાર કરે છે.)



મારી છરી! મારી છરી! એક ઝટકે બધું સાફ (ભીખોભગત).

**ભીખો**—હવે હું અહીં ઉભો રહી સત્તો થાઉં? કે નહાસી જાઉં? (ગુચવાય છે) આખું ઘેર ગડબડથી જાગી ઉઠીયુંચ, હાલ તો નહાસવામાંજ સલામતી છે.

(ભીખો બારી વાટે કુદી નહાસે છે. બીજી ગમથી સર સોરાબશાહને બેજન પોતાનો ટેકો આપી ધસડતો લાવે છે. સુના અને હીરાજી એજ વખતે મદદમાં દોડી આવતાં જણાય છે.)

**હીરાજી**—મદદ માટે શેઠનો અવાજ કહાંથી આયો?

**બેજન**—દોડો, ખૂનીની પાછળ કોઇ દોડી પકડી પાડો. સર સોરાબશાહને કોઇએ જખમી કીધાચ. ટેલીફોનથી ડોકટરને તેમજ પોલીસને બોલાવો.

(હીરાજી માણસોને ધકેલા મારી દોડાવે છે. સુના ધભરાઇ સારવાર કરે છે. આય વેળાનું બધું કામ ગુપચૂપ થાય છે.)

**હીરાજી**—(ધભરાઇ) મી૦ બેજનજી, શેઠને કંઇ ગંભીર ઇજાતો નથી થઇ?

**બેજન**—(હાર્ટ તપાસી) નહિ! ગભરાવવા જેવું તો નથી લાગતું. ધભરાટને લીધે એવણુ હરણફાળ થઇ ગીયાંચ.

**સુના**—(રોશનને જાગૃત કરતાં) બાઇજી સાવધ થાઓ. શેઠને કોઇએ જખમી કીધાંચ. (રોશન સેહેજ સાવધ થાય છે)

**સર સોરાબ**—(બેજનને જોતાં)તું પાછો અહીં? મારીજ સાંમે? જા મારી નજરથી દૂર થા!

**બેજન**—(અજાયબીથી) સર સોહરાબશાહ, શાંત થાવો! (રોશન સાવધ થાયછે.)

**સર સોરાબ**—અરે! એજ એ માનસ છે! કે જેણે મને લુટી લીધોછ! એજ બેજને મારી ઉપર ખૂની હુમલો કીધોછ!

**હીરાજી**—(અજાયબીથી) શું બેજને તમારી ઉપર ખૂની હુમલો કીધો?

**બેજન**—(ચકિકત થઇ) હું ખૂની? ઓ ખુદા હું આય શું સાંભળુછ? મારીપર સરીયામ જુઠું બોહતાન!

(રોશન ઉપલા શબ્દો સાંભળી ઉછળી ઉઠે છે.)

**રોશન**—તદન જુઠું! હડહડતું જુઠું! બેજન બીલકુલ નિરદોશ છે!

(ડૉ૦ જીજી અને કૉન્સટેબલ સીપાઈ દાખલ થાય છે, ડૉકટર આવતાં સમેત તપાસવા માંડે છે.)

**સર સોરાબ**—ડૉકટર મને શું જુઓછ? મારી ઉપર ખૂની હુમલો કરનાર આય ચંડાળ બેજન છે! એને પકડો! એનેજ પોલીસના હાથમાં સોંપો!

**રોશન**--મારા ધણી તમે કઈ જીંદગીને માટે આવું જુઠું બોલોચ? એક નિરદોશને ગુન્હેગાર ઠેરવોછ? હું જાણુંચ કે તમારો ખૂની કોઇ બીજોજ છે! જેને મે જોયોચ પણ અફસોસ! કે, તેનો ચહેરો હું જોવા પામી નથી. તેનો અવાજ મારા કાનમાં છે છતાં તે કોણ હતો તે કમનસીબે હું પિછાણી શકતી નથી. તે નહાસી છુટોછ, અરે તેને પકડો! અને આય નિર-દોશને બચાવો!

**સર સોહરાબ**—રોશન તું જુઠી પટપટ ના કર! એક ગુન્હેગારને બચા-વવાની તારી કોશેષ ફોકટ છે. મને જખમી કરનાર આય મુજી છે! એના કરતુદની સજા એને થવીજ જોઇએ!

**બેજન**—મી૦ કૉન્સટેબલ 'એરેસ્ટમી' આય એમ અંદર યોર ચાર્જ!' લેડી રોશન! તમે મારી ચિંતા ના કરો! હું શાંતિથી અને ચુપકીદી સાથે મારા નસિબને તાબે છેઉં! એવણે મારા જેવા નિરદોશપર આવું બોહતાન કાંય મુકયું તે હું સમજી શકતો નથી! મારો કોઇ શાક્ષી નથી! મારો બચાવ હું કરી શકતો નથી! મારો ઇન્સાફ ખુદાને હાથ છે!

(કૉન્સટેબલ બેજનને પોતાના 'ચાર્જ'માં લે છે.)

**સર સોરાબ**—ઓ! મને થએલા જખમમાં 'પેન' થાયછ! ઓ ડૉકટર મારો જીવ ફરેચ! ઓહ!

(સર સોરાબશાહ બેશુદ્ધ થાયછ. ડૉ૦ જીજીને હીરાજી સારવાર કરેચ. કૉન્સટેબલ સાથે બેજન ચાલવા માંડેચ, રોશન દુઃખી થાયછ અને સુનાની ખાંધપર માથું નાખી રડી પડેચ.



## અંક ૩ જો—પ્રવેશ ૩ જો.

—:૦:—

### સ્થળ—ડૉ૦ જીજીભાઇના ઘેરનો ઓરડો.

(ફરેદુન દાખલ થાય છે.)

**ગાયન.**

ફરેદુન—

બૈરાં મુજને જોઇ સૌ, કાંય નહાસે દુર દરાજ?
થાએ ખસતાં, જોઇ ચોગરદમ.
સૂરત મારી એવી શું કે બૈરાં થાય નારાજ?
કરજો મુજ હાલપર રહમ.
શોખીનોમાં હુંબી છેઉં નેકનામ;
ખુશમીજાજ સાથે ફરૂં ગામેગામ.

**કોરસ.**

નમતા રહે જમતા—રમી રમાડી ગુજારો દિન બેશુમાર
જમતા બહુ ગમતા-ભમતાઓથી ખરેખર થાય સહુ બેજાર.
ચાલ ચલનમાં હું સીધો છું પુરો જેંટલ મન'
તે છતાં સહુ હસી કહેચ, અકકલનો દુશમન.

(બીજી ગમથી હોમી હોમાવંદ ઘસારાબંધ દાખલ થાય છે.)

**હોમી**—આખરે તું આયો ખરો?

**ફરેદુન**—આખરે તું મલ્યો ખરો?

**હોમી**—(જોર ને બલજોરીથી શેકહેંડ કરે છે.) કેમ છેવ મીસ્ટર? સારી પેઠે તો ખરા?

**ફરેદુન**—મીસ્ટર હું ડૉ૦ જીજીભાઇને મળવા આયોચ, મને તારી સાથે કામ નથી.

**હોમી**—અરર કેટલા અનલકી? તેવણુ હમણાજ પોતાના પેશંટને જોવા ચાલી ગીયા. તે કરતાં તમેજ થોડો વખત રહી ફરીથી મલવા આવો તો કેવું સારૂં?

**ફરેદુન**—મીસ્ટર હવે હું તમુને પયછાનુચ. તમારો એક બોલ પણુ માનવાનો નથી.

**હોમી**—હે મારૂં કહેલું નહિ માનશો?

**ફરેદુન**—તમારૂં કદી નથી માનવાનો.

**હોમી**—ત્યારે તો હું હોકમ કરૂંચ-એકદમ આય ઘેરમાંથી ઉભી પુછડીએ નહાસી જાઓ.

**ફરેદુન**—હું નહાસુ? શા માટે? હવે એક ડગલું નથી ખસવાનો.

**હોમી**—સારી સાન સલુકથી જશો તો ઠીક છે.

**ફરેદુન**—મારી મોટર બહારજ ખોટી છે; હું ડોકટર જીજીભાઇને મલ્યા વગર કદી નથી જવાનો.

**હોમી**—ત્યારે તમે અહીંજ બેસી રહેવાના? ને તમારી મોટરનું ભાડું ચઢાવ્યા કરશો?

**ફરેદુન**—મને અત્રેના માનસેજ કહ્યુંચ કે ડો૦ જીજીભાઇ અંદર બંગલામાં છે. હું તેનું સાચ્ચું માનુંચ પણ તમારૂં નથી માનવાનો. હું પોતે જઇ તેમને મળસ; નહિ હોસે તો અહીંજ બેસી રાત ગુજારસ.

(ધકકો મારી અંદર ધસી જાય છે.)

**હોમી**—(મનસે) એતો મારા માથેનો દેખું. હવે એ તરીયાપાવપર આયોચ તે કદી નથી નીઠવાનો (વિચારી) હા એનીજ મોટરકાર બહાર ખોટી થાયચ એ ઠીકજ થયું, મને જોઇતું તુંજ તે મલ્યું. એની મોટરકાર મારૂં કામ સારશે. પન ખરચનુ કેમ? (સામે જોઇ) અરર આય ડોણું કહાંથી નડવા આયું?

**બચાં**—(ધસારામાં દાખલ થતાં) હું કહારની વાર જોતી જોતી થાકી ગેઇ, ને તમારો તો પત્તોજ નહીં? મને ખુલાસો આપો?

**હોમી**—(ધભરાટમાં આસે પાસે નીચે શોધતો બોલેચ) મે હમનાજ મીસ મેહેરને પટાવ્યા, ને હું તમુનેજ મળવા આવતો તો, તેટલાં મારી પર્સ કેથે પડી ગઇ-તે શોધતો તોજ અરે તેમાં તો મારા અગતના કાગળપત્રો ને ખાસ્સા પંદરસો રૂપીયાની નોટો હતી. જો નહી મળશે તો આજને કાલ તો અગવડ વેઠવીજ પડશેની?

**બચાં**—હું તેજ પુછતીતી કે તમે એટલા ધભરાઓચ સાનાં? માનસો પાસે શોધી કઢાવશું; તેટલાં મારી આય પર્સ તમુને કામ લાગશે તે રાખો.

**હોમી**—મને બા શરમ શરમ લાગેચ!

**બચાં**—ના શરમાવો મારા સમ લેવ.

**હોમી**—મારી પર્સ મળી કે હું તમુને તુરત તમારી પર્સ પાછી આપશ (સ્વગત) હું પાછી આપતો મુવો ને તું પાછી લેતી મુઇ

**બચાં**—જો જો ફરીથી મને લટક ના આપતા?

**હોમી**—તમારા સમ. હું વચન આપવામાં હમેશનો સાચ્ચો છેઉં.

**બચાં**—તમારી આય ધરપચી ચાલથી મને શક આવેચ? જોજે ફરેદુન મને ફસાવતો ના; પતરી ના જતો? મને ભૂલતો ના, મારા કાચ જેવા જીગરમાં તરેલ ના પારતો?

**હોમી**—(સ્વગત) હવે શું કરૂં? આય ઘેલું તો ઓય મારા ગળામાં વળગી પડશે તો છોડવેલી છુટશે નહિ. (ગભરાય છે મનસે) એને કંઇઓ કરીને ખેરઉંચ.

**બચાં**—એમ ગંગેટાયા શાના કરોછ? શું જોઇએ તે મનેજ કેહવોની?

**હોમી**—(પેતરાં કરતાં) મારો જીવ ફરેચ! હું બેશુધ થાઉંછ! કોઇ પાની, પાની લાવો! (ઢોંગથી ખુરસીપર બેશુધ થઇ પડે છે ખુદા–ખુદા–ખાતર–ખાતર–પાની–પાની!

**બચાં**—(સીરીયસલી ધભરાય છે) ઓ મારા ખુદાય! એને તો હુલેદર થઇ આયુંચ. અરે કોઇ પાંની લાવો? રામલા, દોલા કોઇ દોડીને પાની લાવોનીતો? (કોઇને નહિ જોતાં) હુંજ જઇને લઇ આવી હોશીયાર કરૂં.

[બચાં પાની લેવા દોડી જાય છે, બીજી ગમથી મેહેરૂ આવે છે.)

**મેહેરૂ**—(હોમીને ફટકાવી) વેકની હોમી એમ ખુરસીપર સાનો બરેડાયોચ?

**હોમી**—પેલી બલાને પતાવવા પેતરા કરતોતો. ચાલ ડીયર વેક નહાસી જઇએ. પેલા ફરેદુનની મોટરકાર પન તૈયાર ઉભીચ (સ્વગત) અને ગજવામાં ખરચ માટે બચાંની પર્સ મોજુદ છે; હવે ખરચ ખુટણની તકલીફ દૂર છે.

[બન્ને દોડી જાય છે. બીજી ગમથી ફરેદુન કંટાળેલો જેવો આળસ ખાતો આવે છે.]

**ફરેદુન**—હજી ડોકટર જીજુનો પત્તો મળે નહિ. હું વાર જોતો જોતો ઉંઘનસી થઇ ચાલ્યો. (આસપાસ જોઇ) પેલો હોમી ચપરખંદો કહાં મુવોછ ? (ગજવું તપાસતાં) મેં મારૂં કાગળ ગુમાવ્યુંચ તો શું થયું ? મારા પપાની બધી ઓળખ આપસ તો ડોકટર મને જરૂર પીછાનશે. (ખુરસીપર બેસતાં) આજે મને રખડપટીમાં એવી થાક ચઢીચ કે જહાં બેસુંચ તહાં ઉંઘના ઝોખાં આવેચ.

[ખુરસીપર અળોટાય છે. મીસ બચાં ગલાસમાં પાણી સાથે દાખલ થઈ, ફરેદુનને હોમી સમજી તેની સારવાર કરવા પાનીના ફટકા મારે છે, તે બુમ પાડી ઉઠે છે.]

**બચાં**—મારા વ્હાલાને હવેજ હું હોશીયાર કરસ.

**ફરેદુન**—(ચોંકી ઉઠતાં) કેમ ઇટ!

**બચાં**—(ચોંકી) ઓ માયરે એ કોણ?

**ફરેદુન**—બૈરાં એ શું કરોચ? મને પાની સાનૂં પાવોચ?

**બચાં**—તમે કોન? અહીં તો બીજા ધણી 'ફેંટ' મારી પડી રહ્યાંતા.

**ફરેદુન**—નોનસન્સ. જોતાં નથી હું કોણ છેઉં? કોઇ ગ્રહસ્થ આદમી ઘેરમાં મળવા આવે તેની સાથે એમ વરતોચ કે? ડો. જીજીભાઇ પાસથી આય બધા ઇનસલ્ટનો જવાબ લેવશ!

(શામેથી ડો૦ જીજીભાઇ આવે છે તેમની સાથે અથડી પડે છે.)

**ડૉ૦ જીજુ**—જરા જોઇને ચાલો મારા સાહેબ! ઉજબખ જેવા જોતા નથી? તમે કોણ છેવ? સીસટર બચાં આય ગરબડ શું થતીતી?

**બચાં**—ભાઇ હું શું જાણું કે આય ગ્રહસ્થ કોણ છે? એટલુંજ જાણું કે હમણાજ બે મિનિટ ઉપર મી૦ ફરેદુન ટીટીના આય ખુરસી પર ફેન્ટ થઇ પડયાતા, તેથી તેમને હોશીયાર કરવા પાની લાવવા અંદર દોડી ગઇ. પન પાની લાવી જોઉંચ તો રાજાજીની જગ્યાએ દેડકાજી!

**ફરેદુન**—શું હું દેડકો? બાનુ હું તો ઉંઘઇ ગયેલો હુતો, ફેંટ કયારે થયેલો?

**બચાં**—હું તો મી૰ ફ્રેદુન ટીટીના માટે કેહેઉંચ, તમુને નથી કહેતી!

**ફ્રેદુન**—(પોતાનું નામ સાંભળી અકળાતો હતો તે ઉશ્કેરાય છે) બાનુ, અરે ફ્રેદુન બાપુજી ટીટીના તો હું પોતે–જાતે–હાજર છેઉં. ત્યારે શું મારી મશકેરી કરવા મારા દિલપર પાણી નાખી સામા સતાં થાવોચ કે?

**બન્ને**—તમે ફ્રેદુન ટીટીના?

**ફ્રેદુન**—હા સાહેબ, હું સહવારે અત્રે આવી ગીયો, ત્યારે તમારા ભત્રીજા હોમી હોમાવંદે કહ્યું કે "જો ફ્રેદુન ટીટીના મુંબઇથી અહીંઆ આવે તો, તેનું લાંબુ નાક ખેંચી ઢકેલા મારી કાઢી મુકવાનો છે. કેમકે તમારી બેટીના લગન તો સર સોહરાબશાહ ચીનાઇ સાથે ગોઠવાઇ ગીયાંચ.

ડૉ૦ જીજુ—(અજાયબીથી) શું મારો ભત્રીજો હોમી હોમાવંદ? ને શું મારો જમાઇ સર સોહરાબશાહ? તદન ગલત! મારો કોઇ ભત્રીજો આય દુનિયામાં હૈયાત નથી; તેમ સર સોહરાબશાહ તો પરણેલા બુઝોર્ગ ગ્રહસ્થ બિમાર પડેલા છે. એ કોઇએ તમુને બેહેકાવેલા લાગેચ?

**ફ્રેદુન**—ત્યારે મારૂં શું થશે?

**બચાં**—(સ્વગત) એ પેલાજ મુવાના બધા કારસતાન લાગેચ.

ડૉ૦ જીજુ—શું તમેજ ખરા ફ્રેદુન ટીટીના છેવ?

**ફ્રેદુન**—હું નહિતો બીજો કોન હોય?

ડૉ૦ જીજુ—તમો બન્નેમાંથી ખરો કયો ફ્રેદુન ટીટીના છે, તે બીજા ટીટીનાને સામે ખડો કરશ ત્યારેજ જણાઇ જશે.

**ફ્રેદુન**—વળી બીજો ફ્રેદુન કોણ મુવોચ?

**બચાં**—અમારા ઘેરમાં એક ગ્રહસ્થ આજે સહવારથી આવી રહ્યાચ, તેવણુતો પોતાની ઓળખ માટે 'ઇનટ્રોડકશન લેટર' પન લાયાતા ખરૂંની ભઇજી?

**ફ્રેદુન**—(અજાયબીથી) એજ બદમાશે આજે સહવારે અત્રે મારૂં પડી ગયલું 'લેટર ઓફ ઇન્ટ્રોડકશન' ઉચકી લઇ તમુને બતાવી અત્રે મારે નામે થબી ગયોચ. અરે તમારા ઘેરમાં ખાતર પાડયું હોશે; તે ચોર છે, ચપરખંદો છે. જો જો તમારૂં કંઇ કંઇ ઉચકી ઉઠાવી નહિ ગયો હોય?

**બચાં**—માયરે? શું તે ચોર હુતો? ભટ્ટજી જુઓરે, હવે શું કરીએ? (સ્વગત) મારૂં પન હૈયું ચોરી લઇ ગયો.

**ડૉ૦ જીજુ**—રામલા, એ રામલા (તે આવે છે) જોની પેલો ફ્રેદુન કહાં છે?

**રામલો**—પેલા બીજા ફ્રેદુન શેઠ માટે પુછોછ કે?

**ડૉ૦ જીજુ**—વળી બીજો શાનો? શું તું જાણેચ આય શેઠ સહવારે અત્રે આવી ગીયા હતા કે? તેં મને કાંય નહિ કહ્યું?

**રામલો**—સાહેબ મે તમુને તેમના આવવાની ખબર આપી અંહીં મળવા મોકલેલા.

**ડૉ૦ જીજુ**—તેં તો પેલા બીજા શખસ માટે મળવા મોકલ્યો.

**રામલો**—મે બીજા કોઇ શેઠને અંદર દાખલ થતા જોયલાજ નહિ રે.

**ડૉ૦ જીજુ**—(બન્નેને) ત્યારે તો તેણે આય ગ્રહસ્થને પટાવી એમની જગે પોતે થઇ ગયો હોશે. પણ એ છે કહાં?

**રામલો**—તેવણ તો આય શેઠની મોટરમાં બેસીને કેથે ગયલા.

**બચાં**—શું એ ચપરખંદો નહાસી પન ગયો? જો મેહેરૂ બાઇ કહાં છે?

**ડૉ૦ જીજુ**—જા મારી દીકરીને બોલાવી લાવ.

**રામલો**—તેવણ પન તેજ શેઠ સાથે બહાર દોડી ગયલાં?

**બચાં**—હવે શું કરૂં? ભઇ તમારી યુકતી મારા ધાક છતાં નથી સુધરી. હું કેહેતિતીરે કેહેતિતી, તેને તમે લાડે લાડે છગાવી મુકી; તે જોયું એક રખડતા સાથે નહાસી પન ગેઇ.

**ડૉ૦ જીજુ**—તમે ચુપ રહેજો. જા રામલા, સોધની, દોડની (તે જાય છે.)

**બચાં**—હવે કહાં શોધવા મોકલોચ ને કહાં દોડાવોચ? (ફ્રેદુનને બતાવી) આવા મજેહના માટીડાને મુકી, છકેલ છોકરીએ આપરી આબરૂની રેવડી દાનાદાન કરવાનું શું નથી કીધું? (તેની તરફ પ્યારથી જોય છે.)

**ફ્રેદુન**—બાનું ના ધભરાવો. (ગંગેટાઇ) હું એ બદમાશને શોધી કાઢી તમારા, મારા અને સર્વેના અપમાનનો બદલો લઇ બતાવશ.

**બચાં**—(મોરચાતી) તમે કેટલાં ભલાં છેવ?

[રામલો દોડી આવે છે, પાછળ મેહેરૂને હોમી દાખલ થાય છે.)



લાંબા નાકપર મને જબરી ખુનસ છે (ટીટીના અને હોમી)

રામલો—લેવ લેવ શેઠ મેહેરૂબાઇ ને નવા શેઠ આવી લાગાં.

[હોમા નાચતો કુદતો દાખલ થાય છે, મેહેરૂની પાછળ પાછળ પારસી આવે છે.]

ડાo જીજુ—નાચો, કુદી લેવ, હવે તમારી નાચકુદ બરાબર કાઢુંચ.

હોમી—ઠેંકયુ સર! હવે હું તદન બદલાઇને સાફસુફ દ્રાઇ ક્લીનીંગ થઇ ગયોચ (રૂપીયાની બીજી પર્સ ને નોટો બતાવતાં) આય મીo ફરેદુનની પાંચની નોટને બદલે આય ડબલ નોટ લેવ. મીસ બચાંમાય તમારી પર્સ બદલે આય મારા તરફની બીજી કિમતી ભેટ (બન્નેને આપે છે.)

બચાં—શરમ છે! ને શરમપર પન શરમ છે. બાઇ મનીખના કાચ જેવા હૈયા સાથે રમત રમી તેમાં તરેડ પાડતાં શરમાવું જોઇએ.

ડાo જીજુ—(બોચીમાંથા પકડી) એઇ મીસ્ટર! સહવારથી મારા ઘેરમાં આય શું ધુમસાન મચાવી મુકયુંચ તેનો હવે ખુલાસો કરો?

ફરેદુન—(ગળું પકડી) મારો પન હિસાબ ચુકતે કરવોચ, બોલો ખુલાસો આપો.

હોમી—હું તમારા દરેક તોહમતો માટે ગુન્હેગાર છું, તો મવાફી ચાહુંચ. મારા લક્ષાધીપતિ બાવાએ મને એવાર નિવાર કરવાથી હું કડકાબાલુસ જીંદગી ગુજારતો હતો; ને મુંબઇમાં મારી ને મેહેરૂની વચ્ચે પ્યાર બરપા થએલો, તેની અસર તળે હું અહીંઆ આયો, ને આય મીo ફરેદુનની જગ્યાએ ઠસી ગીયો. હમણા હું ને મેહેરાં છુપાછુપ લગન કરવા નહાસી જતાંતાં, એટલામાં મારા બાવા તરફથી, આવેલા ગ્રહસ્થ રસ્તામાં મલ્યા, ને ખબર આપી કે મારા ગુસ્સે થયેલા બાવા, માંદગીને બિછાને હોવાથી મને માફ કીધોચ; અને પોતાના વારેસ તરીકે મંજુર રાખીયોચ. તેના પુરાવામાં મારા પપાએ પાંચ હજાર રૂપીઆ આય ગ્રહસ્થ સાથે મોકલી આપ્યાચ; તેથી હમારાં લગન વાસ્તે બહાલી મેળવવા હું તમારી આગળ આયોચ.

ડાo જીજુ—હત લુચ્ચા! હું તો તુને લાયકીવાલો બાંગડ ધારતો હતો, પણ તું તો બડો ચારખંદો નિકળ્યો.

મેહેરૂ—બાવાજી હા બોલી દેવની? હવે વામાટામા શાના કરોચ?

**ફ્રેદુન**—ડા૦ જીજીભાઇ હું મુંબઇ વેરથી પપાની ભલામણ સાથે, તમારી દીકરીને પરણવા આયો, હવે મને શું જવાબ દેવોચ?

**ડા૦ જીજુ**—એ ઘણી ગંભીર બાબત છે. હવે કેમ કરીએ ?

**ફ્રેદુન**—જ્યારે તમારી બેટીની મરજીજ, આય ચપરખંદા સાથે પરણુવાની છે; તો મને મારા અપમાનનો બદલો, હોમીએ મારી ચાહી આપવો જોઇએ.

**હોમી**—તમો તો કોઇ ઘણા 'સેનસીબલ' લાગોચ. એક વખત નહિ, હજાર વખત તમારી માફી માગુંચ, કેમકે તમો શુદ્ધા ગ્રહસ્થ તરીકે પુરવાર થયાછ.

**ફ્રેદુન**—ને તદન હાડમાર થઇ બૈરીને બદલે દિલની ચંપી કરાવી તેનું કેમ? હવે હું બૈરી વગર મુંબઇ જવશ તો બાવાજી ચીરડાઇ જશે તો?

**મેહેરૂ**—મી૦ ફ્રેદુનજી જુઓની, મારાં ફુઇ કુમારા છે, જુવાન છે; તમો ઉમેદવાર છેવ, ત્યારે ખાલી હાથે પાછું જવામાં શરમ ઉપજતી હોય તો, નાળીએર ને હાર તૈયાર છે.

**હોમી**—બન્ને જણા ગોઠવાઇ જાઓ, કે જેથી મારા લગનના ખરચામાં તમારો અરધો ખરચ નીકળી જશે ને મને ફાયદો થશે.

**ડા૦ જીજુ**—બેહેન બચાં તારો શું વિચાર?

**બચાં**—ભઇજી મને તો શરમ! શરમ! લાગેચ તે?

**ફ્રેદુન**—ના શરમાવો, મારા પપા જાણશે તો રાજી રાજીજ થશે. કેમકે ડો૦ જીજીભાઇની નાદાન દુકતી કરતાં તેવણની સમજદાર બેહેનજ વહુમાય થાય તો ઘેરણી સચવાય ને હું પન સચવાઇરેહું.

**બચાં**—તમેબી દેખું મજેહ ગજેહનું બોલી શકોચ હં?

**ડૉ૦ જીજુ**—જ્યારે સર્વેની ખુશી છે તો મારી મંજુરી છે. સુખી થવું હોય તો પરણી જાઓ. જંજાલ નહિ હોય તો સંસારી થાવ, જીંદગીના સુખ દુઃખ સામટાં જોવાં હોય તો ઘેરીતાબારીતા થાવ; બચ્ચાં કચ્ચાંની જંજાલ વધારી ઉદ્યોગી થાવ! ને દુનિયામાં જનમી કંઇ ફરજ બજાવી એવું બતાવી જાવ. ટટા! ટટા! ટટા! ચાલો અંદર આવો, ને ખુશાલી ભર્યા સંજોગ માટે સલામતી લઇએ,

(ચારેના હસ્ત મેળાપ કરી સર્વે હશી ખુરમીમાં જાય છે)

## અંક ૩ જો-પ્રવેશ ૪ થો.



### સ્થળ-હીલીપ્લેસમાંનો એક બંગલો.

(રોશનબાનુ એક કોચ ઉપર બેહોશ જેવી અઢેલી પડેલી છે, ડોકટર જીજીભાઇ, અને હીરાજી તથા સુના સારવારમાં ઉભેલા જણાય છે.)

ડા૦ જીજુ—બેવણુને નચીંતે સુવા દેજો. જેમ ઉંઘ વધારે કાઢશે તેટલી તબીયત સુધરશે; શાંતિથીજ એમના 'બ્રેન'પરનો બોજો હલકો થશે. હવે હું જઇ સર સોરાબશાહને જોઉં, મને તેમના માટે વધારે ધાસ્તિ જેવું જણાયછ.

સુના—ડોકટર શું સર સોહરાબશાહની હાલત ઘણી ધાસ્તી ભરી છે? જ્યારથી આપણે 'ચેન્જ'પર તેમને લાયાંચ ત્યારથી તેમનામાં ઘણો સારો ફેરફાર થયેલો જણાયછ.

ડા૦ જીજુ—કોઈબી ઉશ્કેરણીનું કારણ તેમને મળવું નહિ જોઇએ. નહિ તો હાર્ટની નબળાઇ જોવાજોગ કરી મુકશે (અંદર જાય છે)

સુના—(હીરાજીને) આપરાં બાઇની હાલત પણ હવે તદન સુધરતી જણાયછ ની? હીરાજી. હવે બેજનજી શેઠની તપાસનું છેવટ કયારે આવશે?

(આય વેળા રોશન સેહેજ જાગરત થતી જણાયછ.)

હીરાજી—મી. બેજન પોતાનો બંચાવ કરવા સાફ ના પાડેચ. સર સોહરાબશાહે પોતાપર ખૂની હુમલો કરવાનું તોહમત મુકયું તેની સામે સેહેજબી પોતાનો બંચાવ નહિ કરવાની જીદ લઇ બેઠાચ.

(રોશન હુશિયારીમાં આવતાં આવતાં બોલે છે.)

રોશન—બેજનનું નામ કોણે લીધું? મારાં લગન આગમજનો બેજન તો બેહેસ્ત મુકામ થઇ ચુકોચ (બેઠી બેઠી બોલે છે.) ખુદાને ખાતર મારા જલતા જીગરને તેની યાદ આપી ના જલાવો.

સુના—(બાજુ) તેવણુનીજ યાદમાં હજી કંઇ બોલીયા કરેચ.

હીરાજી—(ધીમે પસવારતાં) બાઇ સાહેબ. જરાં શાંત રેહવો.

રોશન—(ઉઠીને) ચૂપ! ચૂપ! મુવેલાને ના જગાડો, હવે અંધારૂં થવા માંડયુંચ. જલદી રોશની કરો. હું અંધકારથી ઘણી બિહુંચ, તમે જાણોચ? જ્યારે રાત અંધારી થવા માંડેચ કે, મારી બચપણની યાદ તાજી થવા માંડેચ!

સુના—તમે એમ બકબકારો ના કરો બાઇ (પાસામાં લઇ) મારી સાથે બહાર બાગમાં આવો, તમને ખુલ્લી હવાની જરૂર છે.

રોશન—(ધસીને) તું કોણ છે? મને તારો અવાજ સાંભળવા દે, (થોભી) તારો પેલો અવાજ નથી!

સુના—બાઇ કોણનો અવાજ?

રોશન—(બન્ને હાથો ઉંચા કરી) હા! એ પેલોજ અવાજ કે, જે રાત દિવસ મારા કાનમાં ભણકારા માર્યા કરેચ. તેનો ભયંકર અવાજ તો હજારોમાંથી પારખી શકાય તેવો હતો! (યાદ કરતાં ભીખાના છેલ્લા બોલો યાદ કરી તે અવાજ સંભળાતો હોય તેમ કરે છે.) મારી છરી! મારી છરી! એકજ ઘાથી બધું સાફ!" હમણા મને મારા કાનમાં તેજ અવાજ આવીયા કરેચ.

(બચ્ચાં જેવી હાલતે બુમ પાડી સુનાના પાસામાં ભરાતાં.)

હીરાજી—સુના, હવે આપરે ઘેરે પાછા ફરશું. બેજનજી શેઠનો કેસ પુરો થાય કે આપરે અહીંથી પાછા ઘેરે બારે જઇશું.

રોશન—(ઉઠતાં બારણા પાસે જતાં) બેજન! બેજન! કોણનો બેજન? તે તો ગીયો. (સુનાને વળગી) અરે તે તો મારી તરફ માન અને ઇજ્જતથી જોતો હતો! તે મારી હોરમતનો પાસબાન હતો! હવે તે કહાં છે?

સુના—બાઇ હંમેશાં એવું એવું ના બોલો.

રોશન—(તેને ધારીને જોતાં) હું તને ઓળખુંચ? મારી સદાની મદદગાર અને સાથી તુંજ છે. (સુનાના હોઠપર હાથ મુકી) તું સઘળું જાણેચ! જો કોઇને કહેતી ના.

(આય વેળા ડૉ૦ જીજુ સાથે લાકડીનો ટેકો દઇ સર સોરાબશાહ ધીમે ધીમે દાખલ થાય છે. રોશનને બોલતી સાંભળી દુર ઉભો રહે છે.)

**રોશન**—(ધકારામાં) જો તેઓ જાણશે કે તુને અને બેજનને હું ચાહુંચ, તો આપુને બન્નેને વેગળા કરી મુકશે. ફરી કદી–કદી મળશું નહીં!

(રોશન સુનાનો ટેકો લઇ અંદર જાય છે.)

**સર સોરાબ**—(છાતી દાબતાં) ડોકટર; હું સાજો થયોચ પણ તે વધુ વખત માટે જણાતું નથી. વાસ્તે ડોકટર હવે મને મારો દરેક રિતનો બંદોબસ્ત કરી રાખવો જોઇએ, કેમ ખરૂંની?

**ડૉ૦ જીજી**—સર સોરાબશાહ જોકે હવે તમે ફરી તંદરોસ્ત થતા જાઓચ. તોબી હાલમાં તમારે કોઇબી ચીજનો ખ્યાલ નહિ કરવો જોઇએ.

**સર સોરાબ**—ડોકટર મને માફ કરશો. થોડો વખત મને અંહીં એખલો શાંતિમાં બેસવા દેશો. (ડોકટર નમીને જાય છે), આય ઓરડામાં દાખલ થતાં રોશનને પાછી તેનીજ યાદ કરતી સાંભળી. હજુર તેનો વિચાર છોડતી નથી. મે મારો કીનો પુરેપુરો તેની ઉપર લીધોચ. આજે તેની તપાસ પુરી થશે, તેને સખત સજા થએલી સમજસ! ત્યારેજ મારા જીગરને શાંતિ મલશે. (છાતી દુખતાં કોચ–ખુરસીપર બેસે છે) બદમાશ ભીખો મારી ઉપર હુમલો કરી ઇનસાફની ચુંગાલમાંથી નાહાસી છુટોછ; પણ તેના નાસવાથીજ મારો કીનો તે મુજી-પર હું લઇ શકયોચ.

(એજ વખતે ભીખો તદન નવા લેબાસમાં હસતે ચેહેરે બહારથી બારી વાટે કુદી આવે છે)

**ભીખો**—મુરબી સાહેબ! તમારી ખીદમતમા રજામંદી વગર હું હાજર છું.

**સર સોરાબ**—(આંચકા સાથે ઉઠતા) બદમાશ તું પાછો આયો? તુને કોણે બોલાવ્યો?

**ભીખો**—(થંડે કલેજે બીજી ખુરસી ખેંચી સામે બેસતાં) ગુસ્સે ના થાવો સાહેબ. અમસતી તમારી તબીયત બગાડશો. (નફ્ટાઇથી) શેઠ જરા છાંટો પાની મંગાવશો? કેમકે મારી જીભ તદન સુકિકટસ થઇ ગેઇચ.

**સર સોરાબ**—બેઅદબ તું કોણુની સામે વાત કરેચ તેનો ખ્યાલ છે કે? તારી અંહીં આવવાની મકસદ શું?.

**ભીખો**—સાહેબ કારણુ ઘણું ગંભીર છે. તમારી મુલાકાતની ફરી જરૂર પડી તેથીજ આયોચ. આજે મે ન્યુજપેપરમાં કંઇ અજાયબી ભર્યું વાંચ્યું. તેવો હું હરણફાળ થઇ ગયો! તેથી તમારી આગળ દોડી આયો.

**સર સોરાબ**—એવું તે શું વાંચ્યું?

**ભીખો**—જરા ધીરા પડો, તેમાં છાપેલું હતું કે બેજનજી બામે સર સોરાબશાહના ખુનની કોશેષ કરી તેમને લુટયા. આય બીના વાંચી સેવકે પોતાની મુસાફરી કાપી નાખી, અને અંહીં ખુલાસા માટે પાછો ફર્યો. બીજું મારૂં આવવાનું કારણુ કે પૈસાની તંગી થવા માંડીચ.

**સર સોરાબ**—(દેડાવથી) તારી મુલાકાત પુરી થઇ! ચાલ, હવે અહીંથી રસ્તો પકડ. તારા જેવા બદમાશને હવે કોઇમી રીતની મદદ કરવી હરામ છે. એક વખત મારીપર હુમલો કરીને તું ફાવી ગયો! પણુ યાદ રાખજે કે, હવે કંઇબી તેવો બનાવ બનતાં પોલીસના હાથમાંથી તું છટકી શકશે નહિ. હું હુકમ કરૂંછ કે, એકદમ અહીંથી ચાલ્યો જા. નહિ તો માણુસોને બોલાવી તુને બહાર કઢાવીશ.

**ભીખો**—(બદમાસીપર આવી) તમારામાં હિમ્મત હોય તો મને ધકકા મરાવીને બહાર કઢાવી જોજો, કે તેજ વખતે મારે મહોનેથી તમારી ઇજતના ફાતયા ભણાશે. (નરમાસ ને તાણાજાણીથી) તમારા ભલા ખાતર મારે કહેવું જોઇએ કે, તમારા એજંટ પર આપેલું કાગળ મારા ગજવામાં છે; તેમજ તે કાગળમાં મને મદદ કરવા માટે ભલામણ કીધેલી છે, તે વાંચી કોઇનેબી તમારા માટે શક ઉપજાવશે; ને તમુને તકલીફમાં નાખશે. શેઠ આપણે બન્ને એકજ વહાણુમાં છીએ, એબી નસીબની વાત છે. માટે મારૂં માનો અને જેમ હું હલ્લેસા મારૂં તે મુજબ તમેબી હલ્લેસાં ખેંચશો તો તરીપાર ઉતરશો; નહિ તો બન્ને પાણીના મોજામાં સપડાઇ સાથે ડુબી મરશું.

**સર સોરાબ**—(સ્વગત, ઘભરાઇ) અફસોસ છે મારી જીંદગીપર! કે આવા બદમાશને હાથ ફસતાં મેં મારી ઇજ્જત, આબરૂનો જરાબી વિચાર નહિ કીધો? (મોટે) જો હું તારી આજની માંગણી ના પાડું તો તું શું કરશે?

**ભીખો**—(બહાર જવાનાં પેતરાં કરતો) તો હું પોતે કોરટમાં જઇ મારી સાક્ષી આપસ! કેસનો ચુકાદો થવા આગમજ હું શરણુ થઇ, કોરટને ખરેખરૂં જાહેર કરસ કે ખરો ગુન્હેગાર કોણ છે?

**સર સોરાબ**—તું તેવી હિમ્મત કરીજ નહિ શકશે. તું બીજાને ફસાવતાં પોતે ફસી કેદ થશે.

**ભીખો**—(જુસ્સાથી) હું હિમ્મત નહિ કરસ એમ ધારોછ? (કરગરીને) શેઠ, મારા જેવો એક બદમાસ, જે પોલીસના રાત દિવસના ધડક ધ્રુજારાથી નહાસતો ફરે! મોહતાજ થઇ ફરે! અંધારામાં છુપાઇ ગામેગામ રખડે! તેને મનસેતો નચિંતે જેલમાં જઇ પડવાનું વધારે પસંદ! આજે વરસો થયાં મારી એવીજ જીંદગી ગુજરેચ.

**સર સોરાબ**—એટલું બધું મને કેહેવાનો સબબ?

**ભીખો**—(સીરીયસ બની) તમારા અને મારા વચ્ચે આસમાન જમીન જેટલો અંતર છે. તમે જનમથીજ કિસમતદાર અને ભણેલા છેવ! હું કમનસીબે સદાનો બુરો રહી દુઃખી થાઉંચ! પણ મારા જોરાવર કિસમતે મદદ કરી મને તમારી પનાહમાં મોકલ્યો, અને મારી હાલત સુધારી.

**સર સોરાબ**—(પિઘળીને) આય છેલ્લી વખતે તુંને મદદ કરૂચં પણ હવે ખાત્રિથી માનજે કે ફરીથી મારી સામે તુને આવેલો જોવસ તો મારી ઇજ્જતનાં કોઇબી ભોગે તુને જતો નહિ મુકસ. અંહીજ ઉભો રેહે, હું લઇ આઉંચ. (અંદર જાય છે)

**ભીખો**—(કંટાળી) આય બુઢાને ઠેકાણે લાવતાં આજે મારા ભેજાનું દહી થઇ ગયું; પણ આખરે એ પિઘળાયો એબી નસીબની વાત છે. ફકત મને બેજન બામની દયા આવે છે (વિચારી)

પણ દરેક માણુસ બીજાની સલામતી જોવા આગમજ પોતાની સલામતી પેહેલાં સંભાળેચ. મારે આવા ભલી ભલઇનાં વિચાર કરવા નથી ઘટતા. (આસપાસ ફરી દારૂની ડીકાંડર દેખાતાં તેમાંથી કાચો દારૂ પીને) પણ સબર! બુઢો ફસાવસે તો નહિ? મારે હથીયાર તૈયાર રાખવું જોઇએ (છરી ગજવામાં શોધે છે; તે જડતી નથી તેથી ગજવાં સાથે ફાંફાં મારતો) મ્હારી છરી કહાં ગઇ? મ્હારી છરી! મ્હારી છરી!

(આ વેળા અધવચ્ચે રોશન દાખલ થાય છે. ભીખાનું જોરથી બોલેલા શબ્દો "મારી છરી! મારી છરી! સાંભળતાં, ભીખાને જોઇ ઓળખે છે અને ચીસ પાડી બધાને ચેતવે છે)

**રોશન**—(ભીખાના દિલપર ધસતાં) મારી છરી! એજ અવાજ! હવે તું કહાં છટકસે? પેલી ભયંકર રાતનાં એજ અવાજ, ને આયજ છરીનો બોલ મે આજે પૂરી સાંભળયો! (ભીખાને કોલરમાંથી પકડે છે. તે પ્રથમ દીગમુઢ થઇ જાય છે) ચોર અને ખુની તુંજ છે! હવે તું નહાશી શકશે નહિ! ખુદાએજ એક નિરદોશને બચાવવા સારૂં તુને વખતસર મોકલ્યોચ!

**ભીખો**—(ધભરાઇ) રોશનબાઇ! તમારો હાથ ખસાડો? મારી સુના ખાતરજ હું તમુને ઇજા કરી શકતો નથી. દુર હટો!

**રોશન**—(ખેચતાણ કરતાં) અરે કોઇ આવો! જલ્દી આવો! ને ખૂનીને પકડવામાં મદદ કરો. (ભીખો હાથ છટકાવી દુર થાય છે)

(સર સોરાબશાહ પર્સ સાથે દોડી આવે છે બીજી ગમથી હીરાજી અને ડો૦ જીજીભાઇ આવે છે.)

**રોશન**—મારા ધણી, જે રાતના ખુનીએ તમારી ઉપર હુમલો કીધો તે—તેજ ખુનીને મે તેના સાધ ઉપરથી સોધી કાઢયોછ! એને પકડો.

**સર સોરાબ**—(બધુ પામી જતાં) કયો માનસ? (રોશનને બાજુએ ખસાડી) એ તો આપણો નોકર દોરાબ છે? રોશન હમણા હમણા તારૂં મગજ ઠેકાણે રહેતું નથી, તેથીજ તું ભલતા માણુસને ગળે પડેચ.

**ભીખો**—સાંભળીયું બાઇ? જે રાતના ખુનીએ પોતાનું કામ કીધું તે વખતે હું ઘેરમાં ઉતોજ નહિ! બાકી હું જો તે વખતે હોતે તો શેઠને ઇજા કરનારને છટકવાબી દેતે? અરે! તેના ટોટોજ પીસી નાખતે.

**સર સોરાબ**—(ડો. જીજુ તથા હીરાજીને) તમો લોક અંદર જાઓ. દોરાબ તરફથી મારે કંઇક ખુલાશો જાણવોચ. સુનાને મોકલતા જજો, કે બાઇને લઇ જઇ સુવાડી દે.

(બન્ને જણા શકમંદ બની અંદર જાય છે.)

**સર સોરાબ**—(બાજુમાં) લે આય તારી મહેનતનું. જલ્દી નહાસીજા.

**ભીખો**—છેલ્લી સલામ? હવે હું લાંબી સફરથી તમુને કંટાળો આપવા પાછો નહિબી ફરૂં! (નહાસે છે. સુના દાખલ થાય છે.)

**રોશન**—તેને કોઇ પકડી રાખો! ચોર! ચોર! સુના પેલા ખૂનીને પકડી-પાડ. અરે તે નહાસી જાયછ. એવણેજ તેને નહસાડીયોચ!

(સુના દાખલ થાય છે)

**સર સોરાબ**—રોશન! તુને એ શું ધખારો લાગોચ, તેની મને સમજ પડતી નથી; તું દીવાની તો નથી થઇ?

**રોશન**—(હોશીયારીમાં આવી હિમ્મતથી) હું દીવાની નથી! હવે મારા મગજ ઉપરનો બોજો દૂર થયોચ. હું ખુલ્લું જોઉચ! બધું સમજુંછ! (સુના ગાફેલ બની જોય છે.)

**રોશન**—તમે બેજનને સદાનો દૂર કરવાની બાજી રચીછ!

**સુના**—મારાં બાઇ શાંત થવો! અહીં કોણ આયું? કોણ નહાઠું?

**રોસન**—પેલો તારો સગો દોરાબ નહાસી છુટોચ. (આંગળી બતાવી) એવણેજ તેને નહસાડીયોછ! ચોરને છટકવા દઇ નિરદોશને ગુન્હેગાર બનાવ્યોચ! (ધસી જતાં) હું તે ખુનીને નહિ છોડસ! હુંજ તેને પકડસ! મારી ચુંગાલમાંથી તેને નહી છટકવા દેવસ! (સુના સાથે રોશન અંદર ધસી જાય છે.)

**સર સોરાબ**—ઓ ખુદા! એકજ છાપરાં તળે અમો બન્નેથી કેમ વસાય? આવી હિનપસ્તિભરી જીંદગીએ કેમ જીવાય? અરેરે! આય જલતાં જીગરની આગ તે કેમ સેહવાય! રોશનની બેપરવાઇએ આય જીગરને સદાનું નારાજ કીધુંચ; દિલના ચેરાગને બુજાવી આય ઘેરને સદાનું તારાજ

કીધુંચ! પણ સબર! (વિચાર કરતાં) રોશન બેવફા થઇ તેમાં વાંક કોણનો? મારો કે એનો? હું ધારૂંચ મારો–મારોજ! કસુર છે. મેંજ તેને બેવફાઇને રસ્તે દોરવીચ! કેમકે મે એક ખીલતા ગુલાબને કરમાયલી ડાલીપર બેસાડી તેના પમરાટનો નાશ કીધોય! મારી જૈફ ઉમરે જેને એક દીકરી સમાન ગણવી જોઇએ, તેનીજ સાથે શાદીના ગાંઠથી જોડાયો. અરેરે! તે વખતે મારી આંખપર પડદો ફરી વળ્યોતો, તેથીજ આય સંજોગો જનમ પામીયાછ. અફસોસ! મારી મુરખાઇ– એજ મને માર્યોચ. ઘડપણમાં જુવાન બાઇડી લાવવાનો નતિજો મેં પુરેપુરો અનુભવ્યોછ:—

મે–દિલ વગર દિલદાર બનાવી, ધુળ કીધું મુજનું જીગર!
ના રાખતો ખુદા કોઇનું તું, આ રીતે જલતું જીગર!

(સર સોરાબ નીસોસઃ થઇ પડે છે.)

——:o:——

## અંક ૩ જો–પ્રવેશ ૫ મો.



### સ્થળ—એકાંત રસ્તો.

(ભીખો, અલ્લાવલી અને નારણ ઇસકોતરી તથા લુટના સામાન સાથે દાખલ થાય છે.)

**નારણ**—જોયું આખરે અમે જીત્યું.

**અલ્લાવલી**—શું જીત્યું?

**નારણ**—લક્ષ્મીજીનું રાજ જીત્યું. યાને આપણે ત્રણેએ મળી આય ડલ્લો હાથ કીધો. (ખખડાવે છે.)

**અલ્લાવલી**—જો આપણે ત્રણેની ત્રગડીની ચાલાકી નહિ હોતેતો ઇસકોતરી ને તેમાંને ડલ્લો નહિ મળતે.

**ભીખો**—તેમાં શું પુછવું? હું પહેલાં તમુને આય રસ્તો બતાવી લઇ જતે નહિં તો આયતો નિવાલો મળતે નહીં. અને તમો સાથે નહીં હોતે તો સામટું ચાઉં કરી નહાસવાનું બનતે નહીં.

**નારણ**—હવે આંપણુને યથેચ્છ ઇશ્વરે ઐશ્વર્ય આપ્યું; તો તેનો ઉપભોગ લેવા માટે આપણે, એટલે દેશબંધુઓ શાંતિમાં પોઢી જાઓ.

**અલ્લાવલી**—જોયું ઢીલો થયો તે? અરે જે મળે તે ગજવામાં સેરવી ફરીએ? અને વધારે મેળવવા બહારવટું કરવું જોઇએ.

**નારણ**—હે મારા સ્વદેશ પ્રેમી બંધુઓ! અને સન્નારીઓ! જ્યારે આપણુને યાને અમો ત્રણેને આટલી બધી યથેચ્છ લુટ મળીચ, ત્યારે વધારે લેવા જતાં હાથનું ખોઇ દેવામાં સાર શું?

**ભીખો**—દીકરા નારણ, હું પણ આખી જીંદગી સુધી મેહેનત કરી નખાઇ ગયોચ. તું કહેચ તેમજ હવે કેથે જઇ છુપાઇ કુરૂંમ કુરૂમ ખાઇશું; નહિતો વગર મેહેનતની મને મોરચી થશે.

**અલ્લાવલી**—તમો લોકની આવી ઢીલી પોચી હિમ્મત મને ગમતી નથી. ગજ ગજ બોલો ને તસૂ નહિ ફાડો તેવા તમે લોક છો.

**નારણ**—એ-એ-એ-એ અલ્લાવલી, તું તારી ખાસીયતપર જવાનો? શાંતિનો પાઠ તું ભણ્યો હોય તોજ કદર કરેને? ભીખા ત્યારે હવે શું કરીએ?

**ભીખો**—એનો વખત જોઇ કામ કરશું. ઢાંખરો સોરાબશાહ હવે તરીયાપાવપર આવી ગીયોચ. એને થોડો વખત દમ ખાવા દેવસ. જ્યારે આપરાં ગજવાં હલકાં થશે ત્યાર પછી કસઇની છુરી છેજતો.

**નારણ**—તેટલાં પોલીસના હાથમાં ઝીલાયા તો?

**ભીખો**—જેલને મેહેલગણી ત્યાં શાંતિમાં અમનચમન કરશું. સોજ્જુ ખાવા પીવાનું આપ્યું તો ઠીકા ઠીક, નહિ તો અપવાસ કરશું, ભુખે મરશું. તેમાં મરી ગીયા તો બહાદુર ગણાઇશું. એક દિવસ મારી છબી જરૂર જેલનાં ચોગાનમાં ટીંગાશે. એબી નસીબની વાત છે.

(પાછળથી બે સીપાઇઓ આવે છે. તેઓ આય ત્રણે નામચીનોને ઓળખી પકડે છે)

**૧-સીપાઇ**—વાહ કયસા ઝપટમે આયા?

**૨-સીપાઇ**—થોડી મહેનતમે તીનજનકો પાયા.

**નારણ**—માર્યા ઠાર. ભીખા હવે આપરે મરી ગીયા.

**અલ્લાવલ્લી**—અરે અલ્લા! મનકીઆત મનમે રહી, ઔર જેલખાનેકી તૈયારી હુઇ.

**ભીખો**—શાંતિ! શાંતિ! ભાઇઓ શાંત થાવ. પોલીસને હાથ ઝીલાયા એબી નસીબની વાત છે.

**નારણ**—અરે તારા નસીબને ગટરમાં નાખ! તારા પેટનું તો પાણી હીલતું નથી, થંડે કલેજે ઉભોય?

**અલ્લાવલ્લી**—એતો હવા ફેરફાર કરવાની વાટજ જોતો દેખું?

(સીપાઇઓ ઝડતી લે છે. રૂપ્યા નોટો ને ઇસકોતરી મળે છે)

**૧-સીપાઇ**—અચ્છા બતાવ કહાં માલ છુપાયા? (ઇસકોતરી જોતાં) બાપકા માલ થા? લે લીયા ઔર ભાગ ગયા?

**૨-સીપાઇ**—સબકી ઝડતી લેની પડેગી.

**ભીખો**—મારા દેશ બંધુ સીપાઇઓ, તમારી ફરજ અદા કરજો, પણ જે જે ચીજોનો કબજો લેશો તેની ટીપ બનાવી રસીદ મને દાવી જોઇશે સમજ્યાં?

**નારણ**—હે ભીખાભાઇ હમે તદન નિરદોશ છિએની? આય સીપાઇ દાદાને ભલામણ કરીને અમુને છોડવની?

**ભીખો**—હવે તમો લભાસ મુકી દો, જુઓ સીપાઇ દાદા, સેવક પોતે એખલો ગુન્હેગાર છે; જે સાચ્ચું છે તે કહી દઇ જેલને મેહેલ ગણી આવકાર આપુંછ; એબી નસીબની વાત છે. સરકારને વધુ તકલીફ આપવામાં ફાયદો શું છે? વકીલોનાં હોજરાં ભરવા માટે, બચાવ કરવામાં લાભ શું? સજા આખરે ને અવ્વલ થવાની, એટલે બને તેટલી ઓછી સજા મેળવવા હાજી હા ભણુવાનું. સીપાઇ દાદા તમો પણ હમારા દેશબંધુજ કહેવાવો છો; એટલે તમારી સાથે ફટાફટી ને માથા કુટી શા માટે કરવી જોઇએ?

**નારણ**—મુવોરે તું ભીખા? હમારો માર્ગદર્શક થવાને બદલે ભર દરીએ અમારૂં વહાણુ ડુબાડી મુવો.

**ભીખો**—ભાઇઓ ખુશી થાવો, કે આપરે સરકારનાં મેહેમાન થયા એબી નસીબની વાત છે. આસ્તા વેચ્યાં, બારતા વેચ્યાં, સેંકડો વેપાર કીધા—

**ત્રણે સાથે**—જેલખાનાની સેહેલ કરવા હવે ચાલ્યા સીધા સીધા.

**૧ સીપાઇ**—બસ હુવા. કીતના ટેંટેંટેં કર રહા હય? ચોરી ઔર સરજોરી? ચલો અબ સીધે સીધે ચલો. તુમારે લીયે જેલખાનેકા દરવાજા ખુલ ગયા.

(સર્વે જાય છે.)

---

## અંક ૩ જો-પ્રવેશ-૬ ઠો.

—:૦:—

### સ્થળ-સર સોરાબશાહના મકાનનું દીવાનખાનું.

(સર સોરાબશાહ, એક આર્મચેઅર ઉપર બેઠેલા છે. રોશન તેમની બાજુમાં ઉભી ઉભી પસવારે છે.)

**રોશન**—સોરાબશા તમેતો તબીયતની કંઇ સંભાળ રાખતા નથી. તમારા હાર્ટની ટ્રબલને લીધે તમારો 'બેડરૂમ' છોડી, ઝાઝી ચાલહાલ નહિ કરવાની, ડોકટરની સખત તાકીદ છતાં, તમે તો અહીં હોલમાં આવીને બેઠા? (માથુ પસવારે છે)

**સર સોરાબ**—મારા માથાપરથી તારો હાથ ખીસાડ. મારી તબીઅતની અને મારી આબરૂની હવે તુને શું દરકાર?

**રોશન**—તમે એમ બોલી મને દુઃખી કરોચ? આય જલતા જીગરને વધુ કાંય સતાવોચ? તમારી પરણેતર તરીકે મે મારી અને તમારી ઇજ્જત આબરૂ આજ સુધી જાળવેલી છે. તેની એક મોહરદારને દુઃખી કરી તેની વફાદારીનો આવો બદલો આપોચ?

**સર સોરાબ**—બસ કર! તારી વફાદારી તો મે જોઇ લાધીચ. નજરો નજર તેની ખાત્રી કીધીછ.

**રોશન**—છતાંબી તે જુદું છે! તમારી નજરે જોએલા દેખાવમાં તમે ભુલાવો ખાવોચ! મને ગેરઇનસાફ કરોચ! ખોટી રીતે સતાવોચ!

**સર સોરાબ**—તું તારો વાંક હજુબી કબુલ કરતી નથી? તો તે દિવસની રાતે તારા રૂમમાં બેજનને મારી નજરો નજર જોયો તેબી શું ખોટું કે? રાતની વખતે એક પરાયા મરદને તારા રૂમમાં આવવાનું શું કામ હતું?

**રોશન**—હું કબુલ કરૂંચ કે, તે રાતે બેજન મારા રૂમમાં હતો; પણ તે શું કામ આયોતો તે બાબદનો ખુલાસો મારી તરફથી જાણુવાની આજ સુધી તમે જરાબી દરકાર કીધી નથી. સાચ્ચી વાત તમારી આગળ જાહેર થઇ નથી. (સોહરાબશાહ વિચારમાં પડે છે.)

**સર સોરાબ**—જો કે જોયલા દેખાવો પછી મારૂં દિલ કંઇબી માનવાને ના પાડેચ; છતાં તું તારી વફાદારીની ખાત્રીજ કરી આપવા માંગેચ તો તે માટેનો તારો શું બચાવ છે તે જણાવ?

**રોશન**—તમે જે વખતે મને પરણ્યા, તે આગમજ મારા જીગરમાં બીજાને માટે લાગણી હતી. જો કે તમે એક જીગર વગરની ઓરત સાથે પરણ્યા હતા, તે તમે જાણુતા હતા. તમે ઝવેરાતની એક પેટી ખરીદી, પણ તે ઝવેરાતથી તદન ખાલી હતી. પરણુવા આગમજ બેજન મને ચાહતો હતો, હું તેને ચાહતી હતી. (સર સોરાબશાહ અદેખાઇથી ઉશ્કેરાઇ બેચેન બનવા માંડે છે) મને જણાવવામાં આવ્યું કે લઢાઇમાં તે માર્યો ગયો, એટલે મે તેનો ખ્યાલ છોડી દીધો, અને હું તમારી સાથે પરણી. તેમ થવાથી બે જીગરો ભાંગી ગીયા. વર્ષો પછી મુવેલો ઘોરમાંથી પાછો જીવતો જાગતો અત્રે આયો. તેને તમે પોતાના પરોણા તરીકે ઘેરમાં આવકાર આપ્યો. તેની હાજરી મારા માટે ભય સમાન હતી! પણ મે મારા જીગરપર કાબુ મેળવ્યો. (મગરૂરીથી) તમારી, મારી ને પોતાની ઇજ્જત ખાતર તે આય શેહેર છોડી ચાલી જનાર હતો! જવા આગમજ મને મળી જવાની લાલચે તેણે એક કાગળ લખ્યું! મે તેની માંગણી ના પાડી!

**સર સોરાબ**—(અજાયબીથી) તેં ના પાડીયા છતાં તે આયો?

**રોશન**—તેની હુલ્લડઇથીજ તે બેહોરમત થઇ આજે આય ફેજે પુગોચ. પરણીયા પછી હું તમારી તરફ આજ સુધી સદા સાચ્ચી ને વફાદાર રહીચ (ખુદા તરફ હાથ ઉઠાવી) તેનો ખુદા સાહેદ છે!.

**સર સોરાબ**—(છાતી દાબતાં) તે હું કેમ માનુ? સાબેતી શું છે? કે, હું માની શકું?

**રોશન**—તમુને હું કેમ મનાઉં? કઇ પ્રકારના સોગંદ ખાવું કે જેથી તમારી ખાતરી થાય? મારા ધણી હું સાચ્ચુજ કેહુંચ! કે મારા ના કેહવા છતાં બેજન મને મળી ગીયો; મે તેની એવી મુલાકાતને હમેશાં ધિકકારી કાઢીચ! હું ખુદાને હાજરનાજર જાણી સાચ્ચું કેહઉંચ કે, તમોને પરણ્યા પછી, એક સાચ્ચા પરણેતરના પ્યારને વફાદાર રહી, બેજનને એક ભઇ કરતાં વધારે મેં કોઇ દહાડો ગણ્યો નથી. સોરાબશાહ જોઇએ તો મને મારી નાખો, પણ મારી વફાદારીપર શક ના રાખો!

**સર સોરાબ**—(એકદમ નરમ બનતાં) હું તારૂં માનુંચ. હવે મારી આંખ ખુલીચ! તારા મહોનાપરથી સચ્ચાઇની પાક રોશની હવે હું જોઇ શકુંચ! તારી વફાદારીપર શક લાવવા માટે હવે હું પોતે શરમાઉંછ. રોશન વ્હાલી રોશન! મને માફ કર! (તેના હાથ લઇ પોતાની આંખોમાં દાબતાં) તું નિરદોશ હતી! હું દોશીત બન્યોછ!

**રોશન**—(આજુજીથી) મારા ધણી એમ ના બોલો, એ તો કિસમતમાં જે બનવાનું હોયછ તે બનેછ. ત્યારે સોરાબશાહ મારૂં માનો, બેજન તદન નિરદોશ છે, તેની જીંદગી બરબાદ થતી બચાવો, તમારૂં દિલ સાફ કરી ખુદાના આશિરવાદ મેળવો.

**સર સોરાબ**—(દુખ સાથે ટટાર બની) લાવ જલ્દી લાવ, મને કાગળ ને પેન આપ, જલ્દી કર! (ટેબલ પાસે જઇ બેસતાં પોતાનું હાર્ટ પકડતાં) હવે મારામાં તાકાત રહી નથી. મારૂં હાર્ટ નબળું પડતું જાયછ, હું લખાવું તે લખ.

(રોશન લાઇટ સળગાવી લખવા બેસે છે.)

**સર સોરાબ**—(લખાવે છે) મી૰ બેજનજી બામ ઉપર મને જખમી કરવાનું મારી તરફથી જે તોહમત મુકવામાં આયુંછ તે માટે તે તદન નિરદોશ છે! મને છરી મારનાર બદમાશ બીજો છે, કે જે નહાસી જવા પામ્યો છે. (ધ્રુજતે હાથે સ્ટીલ પેન લઇ સહી કરતાં) લાવ હું સહી કરૂં. મારી તબીયત વધારે બગડતી જણાયછ. હું વધુ વખત જીવી શકું તેમ લાગતું નથી. આય કાગળ જલદી મેજીસ્ત્રેટની કોરટમાં મોટરમાં જઇ તુંજ પોહચાડી આવ જેમ બને તેમ જલ્દી જા! ઉતાવળ કર!

**રોશન**—(આનાકાનીથી) પણ તમુને એવી હાલતમાં હું કેમ છોડી જાઉં ?

**સર સોરાબ**—રોશન હવે એક સેકંડ પણ ના થોભ! જલ્દી દોડી જા.

**રોશન**—તમારી આવી હાલતમાં હું જઇ શકતી નથી; તમુને છોડી દૂર જઇ શકતી નથી. (મોટે) સુના. હીરાજી કોઇ છેવ કે ? જલ્દી આવો. (સુના, ડૉ૦ જીજુ અને હીરાજી દોડી આવે છે.)

**સુના**—શું છે બાઇજી ? જલ્દી બોલો ?

**ડૉ૦ જીજુ**—શેઠને કંઇ શૉક લાગોછ કે ? (તપાસે છે.)

**રોશન**—હીરાજી દોડતી મોટરે કોરટમાં જઇ મેજીસ્ટ્રેટને હાથોહાથ આય કાગળ પોંહચાડો! બેજનના છુટકારાનો આધાર આય કાગળ ઉપર છે.

**હીરાજી**—આય ચાલ્યો બાઇજી. (હીરાજી કાગળ લઇ બહાર જવા દોડે છે સામેથી બેજન ધસારાબંધ દાખલ થતાં બધા અજબ થાય છે)

**બેજન**—શું છે ? શું છે ? તમો લોક ઘભરાટમાં કાંય છો ?

**રોશન**—(હરખથી) ઓ ખુદા ! કોણ બેજન ?

**સર સોરાબ**—(જોતાં દગ્રાઇને) બેજન છુટો થયો ? કેમ અને કેવી રીતે ?

**બેજન**—મારા મેહેરબાન આય એક શોક લાગે તેવો બનાવ બન્યોચ. સર સોરાબશાહ હું તમારી અને લેડી રોશનની માફી ચાહવા આયોચ. મને એક સાચ્ચા મિત્ર તરીકે માનશો એવી હું આશા રાખુંચ. ભીખો ઉર્ફે દોરાબ ગંદેવીયો પોતાના ગોઠયાંઓ સાથે પોલીસના પંજામાં પુરાવા સાથે સપડાયો, અને તેને ફેજે પુગો.

**સુના**—(ઘભરાઇ) ભીખો પોલીસના હાથમાં ? ઓ મારા માયરે (રડે છે)

**હીરાજી**—(પાસે જઇ) સુના ના રડ ! હિમ્મત રાખ !

**બેજન**—એ ભીખો ચોર અને બદમાશ હુતો. મારાં સારાં નસીબે તેણે પોતાના તમામ ગુન્હા કબુલ કીધા. અને ઇનસાફને સીધો માર્ગ આપ્યો. કોર્ટે મને નિર્દોશ જાહેર કીધો ! ભીખાનું આય એક કામ વખાણવા લાયક હતું. હુ તેને મલતાં તેણે તમારી ને મારી તેમ સર્વેની માફી ચાહીચ.

(સુના બાજુ મુગે મોઢે રડેચ. હીરાજી પટાવેચ.)

**રોશન**—ખુદા તારો ઇનસાફ સાફ ને નેક છે !

**સર સારાબ**—ખરેજ! ખુદાનો ઇનસાફ રાસ્ત છે. આખરે નેકીનીજ ફતેહ થઇછ. એજન મે તારી તરફ ઘણીજ ઘાતકી ચાલ ચલાવીચ તે માટે હું શરમિન્દો છેઉં. વ્હાલી રોશન તું બી મને માફ કરજે કે, તારા જેવી પાકદામન અને વફાદાર ઓરત તરફ ખોટી રીતે શક લાવી, તુને સતાવી, તારા જીગરને મેં જલતું બનાવી દીધું હતું. પણ ખુદાએ આજે મેહેર કરી મારી વ્હાલી રોશનના "જલતા જીગર" ને શાંતિ અને રાહત બક્ષીચ. તેમજ મારા દિલના ખોટા વેહેમોને દુર કરી મારી આંખોને નેક રોશની બક્ષીચ. (એકદમ હાર્ટમાં દુખાવો થાય છે, તેથી દુખી થતાં) ઓ! ઓ! ડોકટર મારા હાર્ટમાં ક્રેમ્પ આયુંચ! મારો જીવ ફરેચ! મને કોઇ પકડો? (હીરાજી સુના પકડે છે) ઓ મારી આંખે અંધારા આવેચ! ઓ એજન મને તારો હાથ આપ (હાથ પકડે છે) મારી આગમજ તું રોશનનો ખયરખ્વાહ જેવો હતો, તે હવે મારા મોત પછી (રોશનનો હાથ પકડી) તું સદા એની સંભાળ લેજે; મારી ખ્વાહેશ બર લાવી મારા આત્માને ખુશી કરજે. ઓ! મારો દમ ગુંગળાયછ! ઓ રોશન!

(ગુજર પામેછ)

**રોશન**—(માથું નીચું નાખી રડે છે) ઓ મારા ધણી મારા સોહ્રા!

**ડો૦ જીજુ**—એવણ ગુજર પામીયાચ.

**એજન**—"જલતાં જીગર"ને સુખ અને રાહત બક્ષીને પોતે સદાની શાંતિમાં સુતાંચ.

(સોરાબશાહ ગુજર પામી ખુરસીપર પડેલા છે. રોશન ગુઠને પડીને તેમના છાતીપર માથું મુકી રડેચ. એજન તેને દિલાસો દે છે, સર્વે ગમગીન બનેચ.)



---


Printed by P. C. Appoo, at the New Art Printing Press No. 201-22 Mapla's Compound, Bora Bazar, Fort BOMBAY, and Published by Mr. Rattanjee Framjee Sethna, Sethna Building, Khetvadi.